# ળીચૌદશની ભયંકર રાત્રી.

લખનાર,

મ. ર. બી. બી. જુડ્ઝેલર.—સુરત.

પ્રકાશક,

મધુપતિરામ ઉત્તમરામ ભટ્ટ:

પ્રયોજક, રાજપત્રિકા,

# કાળીચૌદશની ભયંકર રાત્રી.



લખનાર,

**રા. રા. બી. બી. બુકસેલર.—સુરત.**



પ્રકાશક,

**ગણુપતિરામ ઉત્તમરામ ભટ્ટ.**

પ્રયોજક, રાજપત્રિકા અને વાર્તાવારિધિ.



**અમદાવાદ.**

શ્રી "મુદ્રણકળામંદિર" લિમિટેડ—ખાડિયા.



સંવત. ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૯.

# પ્રસ્તાવના.

આપણી ગુર્જ્જરી ગીરા સંપૂર્ણરીતે પ્રફુલ્લિત કરવાને વિવિધ પ્રકારના પ્રયત્નો કરવાનો અમે જે દૃઢ સંકલ્પ કર્યો છે તેના પ્રથમ દર્શનરૂપ, વાર્તાવારિધિ જ્યારે માસિકરૂપમાં પ્રકાશ પામતું હતું ત્યારે સર્વને સ્પર્ધા કરવા છુટવાળી એક ત્રિમાસિક ઇનામમાળાને જનિત કરી હતી; તેના પ્રથમ અંકના અન્ય ઇનામોમાં પ્રથમ ઇનામ એક સારી વાર્તા લખનારને આપવાનું નક્કી કર્યું હતું; અને આ ઇનામમાળાનો નિર્ણય કરવાને—

૧. રા. રા. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. હાઇકોર્ટ વકીલ, અમદાવાદ.

૨. રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. પૂર્વે, દક્ષિણાફેલો ગુજરાત કૉલેજ, અમદાવાદ.

૩. રા. રા. કેશવલાલ મોતીલાલ વકીલ, ડિસ્ટ્રીકટકૉર્ટ પ્લીડર, અમદાવાદ.

૪. રા. રા. સુમન્ત, અમદાવાદ.

૫ રા. રા. ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ. ('Ex officio).———

પરીક્ષકો ઠરાવવામાં આવ્યા હતા. અને ઇનામ મળવાનો નિર્ણય તેજ માસિકના કાર્તિકના વીચિ (અંક) માં જણાવવામાં આવ્યો હતો અને તેમાંનું પ્રથમ ઇનામ આ કાળીચૌદશની રાત્રીના લેખકને મળ્યું હતું. આ વાર્તા, વાર્તાવારિધિના પૃથક્ પૃથક્ વીચિઓમાં પ્રસિદ્ધ થઈ હતી છતાં તેનું એક જૂદું પુસ્તક થાય તો ઠીક એમ ધારી આ નાનકડું પુસ્તક પ્રકાશમાં મૂકયું છે.

—પ્રયોજક.

# કાળીચૌદશની ભયંકર રાત્રી.

## પ્રકરણ ૧ લું.

### ધવલગિરિનો પહાડી પ્રદેશ.

" ઓ દૈત્યરાજ ! એક દુઃખી બાળાને તમો શા માટે પીડોછો ? નિરાધારને સંતાપી તમો શા સારૂ ઇશ્વરના ગુનેહગાર થાઓછો. હું આ આપની તીક્ષ્ણ તલવાર જોઇ કંપુછું. અરે ! મને જતી કરો, મને મૂકી દો, આ ભયાનક વનમાં હુ માર્ગે લાગી આપને આશીર્વાદ દઇશ, મારા જીવના ઉગારનાર તરીકે આપનું નામ મારા અંતઃકરણમાં કોતરી રાખીશ અને ઇશ્વર પાસે હમેશાં આપના શ્રેય માટે પ્રાર્થના કરીશ. "

" ચાલ નાદાન છોકરી ? વધારે બકબકાટ ના કર. આ ધવલગિરિની ટોચપર તારૂં રૂદન કોઇ પણ સાંભળનાર નથી. એક કલાકમાં આ મારી પવિત્ર અસિ તારા લોહીથી રંગાશે અને આ પહાડી પ્રદેશમાં મારા વિજયનો ધ્વની સંભળાશે. "

કાળીચૌદશની ભયંકર રાત્રીએ ધવલગિરિની ટોચપર આવેલા એક નાના ખંડીએરમાંથી ઉપરની વાતચીતનો શોર સંભળાતો હતો.

ધવલગિરિની આસપાસ બીજા નાના નાના ઘણા ડુંગરો આવેલા હતા. તમાલ અને નાળીએરનાં ઝાડો શિખરના ભાગમાં પુષ્કળ ઉગેલાં હતાં. વાઘ અને દીપડાથી વસાયલી હજારો નાની મોટી ગુફાઓ ધવલગિરિની આસપાસના પહાડોમાં હતી, તેથી ધવલગિરિનો માર્ગ પસાર કરતા રાહદારીઓના મનમાં મોટી ફાળ પડતી. તેઓ હજાર તરેહની દેવદેવીની માનતા, એ પહાડી માર્ગ સહિસલામત પસાર કરી જવા રાખતા. દેવદેવીને અર્પણ કરેલાં મરઘાં અને બકરાંનાં હાડકાં રસ્તામાં ઠામ ઠામ દૃષ્ટિએ પડતાં હતાં. તેમ જંગલી પશુઓના પંજામાં સપડાયલા કમનશીબ મુસાફરોના માથાની ખોપરીઓનાં પણ ત્યાં દર્શન થતાં હતાં. એ પ્રદેશની આસપાસનાં ગામોમાં વસતા લોકોમાં એ પહાડો માટે અફવાઓ ચાલતી હતી. જંગલી પશુની બ્હીક સાથે એ પહાડોની આસપાસ ભમનાર હજારો ભૂતોનો ત્રાસ પણ તેઓના મનમાં હતો. તેમાં વળી દર મંગળવારે ભૂતોનો સરદાર ધવલગિરિ પહાડપર સભા ભરીને ભૂ-

તેમાં થયેલા અરસપરસના કજીઆ ચૂકવી ધવલગિરિનાં શિખરને ચીરી અંદર પ્રવેશ કરતો; જે ભયંકર ગર્જના તે કરતો તેનો ત્રાસ તો તે લોકોમાં એટલો બધો હતો કે તેઓ, એ દિવશે સગીસાંજમાં પોતાનાં મકાનો બંધ કરી ભયંકર શોર ના સંભળાય તેટલા માટે પોતાના કાન વસ્ત્રથી બાંધીને નિદ્રાવશ થઈ જતા.

શિખરના ઉંચાણુ ભાગમાં એક દેવીનું મંદિર હતું. એ દેવલ તે પ્રદેશમાં ઘણું પ્રખ્યાત હતું. લોકો તેને ઘણા માનથી જોતા હતા. તેમાંની મૂર્તિ ઘણી પ્રાચીન અને લગભગ સાતસો વર્ષની જૂની હતી. તે મંદિર ઉપર મરામત ન થવાથી લગભગ સો વર્ષ થયાં તે ઉજડ સ્થિતિમાં આવી ગયું હતું. મૂર્તિનો ઘણો ભાગ ખંડિત થઇ ગયો હતો. અજાણ્યો માણસ તેને દેવીની મૂર્તિ તરીકે હવે ભાગ્યેજ ઓળખી શકે એવી સ્થિતિમાં તે હતી. મંદિરનો ઘૂમટ તૂટી પડયો હતો જેથી ચોમાસાની ઋતુમાં વરસાદનું પાણી પડવાથી તેમાં ઘણે ભાગે ઘાસ ઉગી નીકળતું હતું. મંદિરની દુર્દશા થવાથી હાલ તે એક ખંડીએર જેવું લાગતું હતું. એ મંદિરની હયાતી અને ઇતિહાસ કેટલાક વૃદ્ધ મનુષ્યો શિવાય ઘણાથી અજાણ્યો હતો. હાલ તો લોકો તેને ભૂતને રહેવાના સ્થાન તરીકે ઓળખતા હતા. દર મંગળવારે એ ખંડીએર ભણીથી જે ગેબી અવાજ સંભળાતો હતો અને બળતાં દેખાતાં હતાં તેથી ભૂતોનો સરદાર એ ખંડિએરની આસપાસ ભમતો ફરે છે એમ લોકો ધારતા હતા. લોકો એ ખંડિએરનો ભેદ શો છે? ભૂતોનો સરદાર કોણ છે? તે ત્યાં શું કરે છે? વિગેરે બાબતોથી બીનવાકેફ હતા. ખંડીએરની બાજુપરના પહાડમાંથી જે નદી વહેતી તેના પાણીનો રંગ રાતો હતો, જેથી લોકો તેને રક્તભૂતાળી નદીને નામે ઓળખતા હતા. અને ગામમાં કોઇને ભૂત વળગતું તો લોકો વહેમાતા કે એણે તે નદીનું પાણી પીધું છે. અને હવે થોડા વખતમાં તે મરણ પામશે. એવા વહેમને લીધે લોકો વગર દવાદારૂએ ભૂતના ભયથી મરણ પામતાં હતાં.

કાળીચૌદશની રાત્રીએ ધવલગિરિની ટોચ પર લોકો રાતના દશ કલાકે એક બળતી ચેહ જોતા અને મધ્યરાત્રીસૂધી કોઇના રૂદનનો શોર સાંભળતા, પણ એ રૂદન કોણ કરે છે ? શા માટે કરે છે? ચેહ કોણ સળગાવેછે? શામાટે સળગાવે છે? તે વિષે તેઓને લેશ માત્ર ખબર નહોતી. એ ભેદ શોધી કાઢવા લોકો ઘણા આતુર હતા. પણ તેઓના મનમાં ભૂતના સરદારનો ત્રાસ એટલો

બયો હતો કે તેઓ ભાગ્યેજ ત્યાં જવા હિંમત કરી શકતા. એ પહાડી પ્રદેશ એક દેશી રાજ્યના તાબામાં હતો; અને દરબાર તરફથી એ ભેદ શોધી લાવવા વારંવાર જાહેરનામાં બહાર પડતાં અને ઇનામની લાલચે કોઈ ત્યાં જવા તૈયાર થતું; પણ તે પાછું ફરતું નહિ. જેથી તેનું ત્યાં શું થતું, તે કોઇના જાણવામાં આવતું નહિ. એ રીતે ઘણાં માણસો તે પહાડપર ગુમ થયાથી લોકોના ત્રાસમાં વધારો થયો. અરે! આખરે દરબારે પણ એ વાત પડતી નાંખી એ બનાવ ઇશ્વરી ચમત્કાર છે, એટલે કાળીચૌદશની રાત્રીએ ધવલગિરિનાં ભૂતો પોતાની મુક્તિ થવાને માતાનો હવન કરે છે અને રૂદન કરી મોક્ષ માટે પ્રાર્થના કરે છે. એ શિવાય એ પહાડપર બીજો ભેદ નથી એમ જાણતા હતા.

---

## પ્રકરણ ૨ જું.

### ભેદ ભરેલો એક પત્ર.

"આહા? મારા મનમાં રમણ કરતી **તારા**, આ તારાં શાં કૃત્યો? ઓ ચંડાલણી, અરે ઓ ઠગારી, આ તારી શી કપટજાળ? અરેરે? તારૂં હૃદય કેટલું" અરે! કેવું કઠણ? શી તારી ચપળતા? અરે ઓ પીશાચણી, જાદુગરણ, તેં મને કેટલો વશ કીધો? અરે, તારી મોહજાળમાં તેં મને કેટલો ફસાવ્યો? પણ ફિકર નહિ; તારાં કૃત્યોનાં ફળ હું તને મનમાનતી રીતે ચખાડીશ? જે શમશેરનું તું પૂજન કરે છે તેનામાં કેટલું બળ છે તે હવે હું તને જણાવીશ. એનો સ્વાદ હું તને ચખાડીશ.? ચખાડીશ? પણ અરે? મારી આંખે હું આ શું જોઉં છું? આ પત્રમાં આ શું લખ્યું છે? કેવો દયા ઉપજાવનાર ચિતાર?"

**ધવલગિરિના** પહાડી પ્રદેશપર હકુમત ચલાવનાર મહારાજા **વિજયસિંહના** વિલાસભુવન નામે મહેલના એક દિવાનખાનામાંથી ઉપરના શબ્દો સંભળાતા હતા. એ શબ્દો **વિજયસિંહ** મહારાજના હતા. પોતે ક્રોધાવેશમાં પલંગપર બેઠેલા હતા. સામે એક ગોળ ટેબલ પડેલું હતું. અને તે પર એક વોલસિટ મૂકેલું હતું, જેમાં દિવો બળતો હતો. એક નાનો સરખો કાગળ ગડી વાળેલો પડેલો હતો. જે તેઓ પલંગપરથી ઉઠી ટેબલ કને આવી વારંવાર લેતા અને પલંગપર બેસીને વાંચતા, અને પાછો તે પત્ર ટેબલપર મૂકી દેતા. લગભગ પાંચ સાતેક વાર તે પત્ર ફરીફરી વાંચી પુનઃ ટેબલપર મુકયો. આખરે તે પલંગપરથી ઉઠી દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યા. ઘડીમાં તેઓ બા-

રી પાસે આવી ઉભા રહેતા, અને બહારનો દેખાવ જોતા. આ વખતે રાત્રીના નવનો સુમાર હતો, પણ કૃષ્ણપક્ષની ચતુર્દશી હોવાથી રાત અંધારી અને ભયાનક હતી. બારીસામે ઘણે દૂર ધવલગિરિના પહાડો દેખાતા હતા. અને વારંવાર સળગીને બુઝાઇ જતા અગ્નિના ભડકા દ્રષ્ટીએ પડતા હતા. પણ એટલામાં પવનનો એક ઝપાટો બારી સાથે લાગવાથી બારીઓ બંધથઇ ગઇ અને મહારાજા પાછા દિવાનખાનામાં ફરવા લાગ્યા.

દિવાનખાનું ઘણુ સુશોભિત હતું. તેની ભોંયે આરસના રંગીત પથ્થરો જડેલા હતા, દિવાલો મજબુત અને ગુલાબી રંગની હતી. મૂલ્યવાન ખીંટીઓ તેપર જડેલી હતી. અને હજારો તરેહની સુંદર ચીજો તે સાથ ટાંગેલી હતી. મોટામોટા આયનાના તખ્તાઓ દિવાનખાનાની છાજ સાથે ઝુલતા રાખી ટાંગેલા હતા. આ સઘળો દેખાવ જાણે નવો અને પ્રથમજ જોવામાં આવ્યો હોય એમ મહારાજા ધારી ધારીને જોતા હતા. આખરે તેઓએ કમરે બાંધેલી તલવાર મ્યાનમાંથી કાઢી, તેને આમતેમ ફેરવી તપાશી પાછી મ્યાનમાં મૂકી કમરપટાને તંગ કરી એક ખુરશી પર બેઠા. ટેબલ પરથી પેલો પત્ર પાછો લીધો અને ઘડીક વિચાર કરી પાછો મુકી ખુરશી પરથી ઉઠી દિવાનખાનામાં આયનાના તખ્તા વચ્ચે ટાંગેલા એક સુંદર છબીવાળા તખ્તા કને આવ્યા. તખ્તાને ધારી ધારીને જોતાં તેઓની આંખમાંથી અશ્રુનાં બિંદુઓ પડવા લાગ્યાં. રૂમાલવતી લોહીને તેઓ તખ્તા સામુ દયામણું મુખ કરી ઉભા રહ્યા. થોડીવારે તેઓ બોલ્યા. “ખરેખર હું તારો ગુનેગાર છું. મેં મારી પ્રતિજ્ઞાનો ભંગ કીધો છે. તારી સુંદર અને પવિત્ર છબી જોવા હું નાલાયક થયોછું. મારી મૂર્તિમાન કીર્તિ તારી સન્મુખ ઉભા રહેવા હું લાયક નથી. તારી આશાઓનો મેં ભંગ કીધો. તારી વૃદ્ધિ પામતી શાખાઓ મેં છેદી છે. જગતની સનમુખ હું હત્યારો ઠરી ચૂકયો છું. પ્રજાને હું અપ્રિય થઈ પડયોછું. પણ, ઓ મારી પવિત્ર મૂર્તિ! ભૂતકાળમાં મારા મનને આનંદ કર્તા, રમણીય, મારા સુખ દુઃખમાં ભાગીયણુ તે માટે હું બીલકુલ બે ગુનેહગારછું. હા! મારે માથે કલંકો ચડી ચૂકયાં પણ મારા અંતઃકરણથી હું સાફછું. કપટનો ભોગ હું થઇ પડયો, પણ હું પવિત્રછું. તારી સનમુખ ઉભા રહેવા લાયક છું. તારી દયાને હુ પાત્રછું. મારીપર દયા કર. ઓ પવિત્ર મૂર્તિ! તું તારો કોપ સમાવ. અરે! તારી આંખો મને રક્તવર્ણુ ભાસે છે. તું મારીપર ક્રોધે ભરાઇ હોય એમ લાગે છે. પણ હવે તું

શાન્ત થા, નહિતો મારી હિંમત તારી સનમુખ ઉભા રહેવા ચાલશે નહિ. કોઇ વાર નહિ અને આજે મને તારૂં મુખારવિંદ ભયાનક લાગે છે. તેમાં મારો દોષ છે. તારા અંતઃકરણમાં કેટલી વેદના થાય છે તે હું જાણુંછું. હું નિમકહરામ થઇશ નહિ. મારી આ સમશેરના શપથ લઇ કહુંછું કે તેનો બદલો હું વાળી આપીશ. પવિત્ર ક્ષત્રીકુળને હું લાંછન લગાડીશ નહિ. આજેજ આજેજ?? અગર જો કાળીચૌદશની ભયંકર રાત્રી છે, ધવલગિરિની આસપાસ હજારો ભૂતો ભમે છે, તોપણ હું જે ભૂલ મારે હાથે થઇ છે તે આજ સુધારીશ. હવે હું રજા લઉંછું, અરે! એટલામાં આ કેવો ચમત્કાર મારી આંખે! હું આ શું સાંભાળુંછું? પણ અગાઉ જે મુખાકૃતી મને ભયંકર ભાસતી હતી તેનો આ કેવો દયાયુક્ત ચિતાર? અશ્રુજળથી એના ગાલ કેમ ભીંજાઈ ગયા છે? આ એના કપાળપર પ્રસ્વેદનાં કેટલાં બધાં બિંદુઓ જણાય છે? અરે! આ એના ગળાની મુક્તામાલા તૂટી પડી. નહિ નહિ. એતો અશ્રુનાં બિંદુઓ મને મોતીનો ભાસ કરાવે છે. અરે, જોતજોતામાં એનું રક્ત ઉડી ગયું. ગાલપરની રતાશ ક્યાં ગઈ? ધારણ કરેલાં આભૂષણો અને સુંદર વસ્ત્રો મને કેમ આમ ઝાંખાં લાગે છે? હા. સમજ્યો, ધવલગિરિના વેરાન પ્રદેશમાં મને જતો સાંભળી મારે માટે એ ચિંતા કરે છે. અશ્રુભરી આંખે મને એ ત્યાં ના જવા વિનંતી કરે છે. પણ હું હવે અહીં વધારે રોકાઇશ નહિ." એમ કહી દિવાનખાનાની ખીંટી સાથે ટાંગેલી રૂપાની નકસીદાર કટાર તલવારસાથે પટામાં ખોશી, માથે મંડિલ બાંધ્યું, અને પગે કસબી બુટ પહેરી લીધા. એક રાતુ શેલુ કમરે વિંટાળી લઇ તે દિવાનખાનામાંથી બહાર નીકળ્યો અને ઘડીઆલમાં કડીંગ કડીંગ દશ વાગ્યા.

વિજયસિંહ મહારાજ દિવાનખાનામાંથી નીકળી દાદર ઉતરી તારાના શયનગૃહમાં આવ્યા. તારારાણી પલંગપર નિદ્રાવશ થઇ પડી હતી. તેની દાસી ઝરૂખાની બારીઓ અડકાવી બહાર સૂતી હતી. દિવાનખાનાની વચ્ચોવચ દશ સુનનું એક ઝુમ્મર સળગતું હતું. તેનો પ્રકાશ આખા દિવાનખાનામાં હતો. બારીઓ સઘળી બંધ હતી, ફક્ત એક વચલી બારી ખુલ્લી હતી અને તેમાંથી પવનની આવ જા થતી હતી. મહારાજા વિજયસિંહ પોતાના બુટ સાથેજ તારાના પલંગ નજીક આવ્યા અને તે ઉપર નાંખેલી મચ્છરદાની ઉંચી કરી ખીંટી સાથે ટાંગી પાંચ મિનિટ નિંદ્રાવશ પડેલી તારાની મુખાકૃતી નિહાળતા ઉભા.

**તારા** અસાવધપણે પલંગપર પોઢેલી હતી. તેના માથાના કેશ વિખેરાઇ પડયા હતા. અંબોડા સાથે બાંધેલી ફૂલની વેણી કરમાઇ ગઈ હતી. વેણીમાંનાં ફૂલો છૂટી પડી સુખશૈયામાં આમ તેમ વેરાઇ પડચાં હતાં. એક ઝીણું કસબી વસ્ત્ર પહેરેલું હતું, અને તેમાંથી તેનાં સુંદર ગાત્રો મનહરણ કરે એ પ્રમાણે દેખાતાં હતાં. **તારા** વીશ વર્ષની સુંદરી હતી અને રૂપે રંભા જેવી હતી. સૂર્યને સ્થંભાવનાર તેની મુખાકૃતિ અત્યારે નિદ્રાવશ પડી હતી. તેનો એક હાથ પડખે પડેલો હતો ત્યારે બીજો તેની છાતીપર હતો. મગની શીંગજેવી પાતળી આંગળીઓમાં પહેરેલી મુદ્રિકા મનને મોહ પમાડનાર હતી અને હવે વિજયસિંહ મહારાજ **તારા**ની નીદ્રાવશ પડેલી છબી પલંગપર બેસી નિહાળવા લાગ્યા. તેમના મનમાં **તારા**માટે હજારો સારા અને માઠા વિચારો થવા લાગ્યા. આખરે તેઓની મુખાકૃતિ ક્રોધાતુર થઇ અને ચહેરો રક્ત થયો. પા કલાક અગાઉ કરેલી પ્રતિજ્ઞા તેઓને યાદ આવી અને કમરે ટાંગેલી તલવાર મ્યાંનમાંથી કાઢી **તારા**નો ચોટલો પકડી પલંગ પરથી નીચે નાંખી.

"અરે, ઓ ? પ્રાણનાથ ? તમારી ગોદમાંથી આ કોઇ પાપી મારૂં હરણ કરે છે. અરે, મારૂં રક્ષણ કરો ? રક્ષણ કરો ? " ઉંઘમાંથી ઝબકી વિજયસિંહની તલવાર અને ક્રોધાતુર આકૃતિ જોઈ **તારા** બોલી ઉઠી.

"તારૂં રક્ષણ હવે આ વિજયની તલવાર કરશે. ઓ **તારા** ! જાણ કે તારા પ્રાણનું હરણ કરનાર તારા પતી શિવાય કોઈ નથી."

"કોણ! પ્રાણનાથ! અરે ત્યારે મારાપર આ શો કોપ? મારા વાળ ખેંચાવાથી દુખે છે. વહાલા, તમારા કોપને હું પાત્ર નથી." રૂદન કરતી **તારા** વિજયને ગળે બાઝતાં બોલી.

"ચાલ, હવે વાર થાય છે. ધવલગિરિના પહાડી પ્રદેશમાં જતાં મને વિલંબ થાય છે. તારા શ્રેય માટે હું તને ઇશ્વરની સ્તુતિ કરવા વખત આપું છું. બાકી તારાં કૃત્યપ્રમાણે એટલી મારીને પણ તું લાયક નથી. " ગળે બાઝતી **તારા**ને તરછોડતા વિજયસિંહ બોલ્યા.

"જે તલવારનું હું પૂજન કરતી હતી તેને જોઇ આજ હું કંપુ છું. મારા વહાલા વિજય, મારી આંખે તમર આવે છે. કૃપા કરી મને મારો અપરાધ જણાવો."

"તારો અપરાધ ! તે હું તને જણાવું તેના કરતાં આ મારી તીક્ષ્ણ અસિ

તને બરાબર જણાવશે. ચાલ, સાવધથા, ઓ જાદુગરણ, સાવધ થા" એમ કહી વિજયસિંહે એક હાથે પકડેલો તારાનો ચોટલો ખેંચી તેનું મસ્તક ઉચું કરી બીજે હાથે પકડેલી તલવાર ઉગામી, પણ એટલામાં ઝરૂખામાં સૂતેલી દાશી દોડી આવી અને વિજયનો હાથ પકડી લીધો.

"દાસી, તેં વ્યાજબી કીધું છે મારી કીર્તિ તેં સાચવી છે. જે અસિ હજારો શૂરવીરોના રક્તથી રંગાઇને માન પામેલી છે તેને એક સ્ત્રીના રક્તથી રંગાઇને કલંકિત થતાં બચાવી છે. મારા હાથને આજ કલંક લાગત, અને મારો યશ ઝાંખો થાત."

તારારાણી વિજયને ગળે બાઝી પડી પણ વિજયે તેને છટકાવી ભોંયપર નાંખી દીધી.

"મારી સાથનો તારો સઘળો સંબંધ હવે તૂટયો. મારી અસિની પવિત્રતા સાચવવા માટે હું તને આ વખતે જતી કરૂં છું. બાકી કયારનીએ તું તારા પાપનો બદલો મેળવવા ધર્મરાજના ન્યાયાસન આગળ જઇ પહોંચી હોત.'

"નાથ ત્યારે શું તમો મને તજીજ દેશો ! મારી સાથે વાર્તાવિનોદ હવે નહિ કરો. જો તેમજ હોય તો પછી મને તમારી પવિત્ર અસિને સ્વાધીન કરો."

"ઘાતકી હૃદયની તારા, આ ભવમાં તું હવે મારૂં મુખ ફરી જોશે નહિ." એમ કહી તલવાર મ્યાન કરી, પલંગ આગળથી ખશી દિવાનખાનાની બહાર જઇ પાછળ આવતી તારાને ધક્કો મારી બારણું બંધ કરી સીડીવાટે નીચે ઉતરી અશ્વશાળામાં પ્રવેશ કરી પોતાના ઘોડા આગળ આવી તેની પીઠ થાબડી.

ઘોડાનું નામ ગુલાબ હતું. ગુલાબ તે ખરેખર ગુલાબજ હતો. તેનો રંગ, મુખાકૃતિ, શરીરનો રંગ ને બાંધો એવાં ખીલેલાં હતાં કે વિજયસિંહે તેને ગુલાબનું ઉપનામ વ્યાજબી આપ્યું હતું. પોતાના માલીકનો સાદ સાંભળી નિદ્રાવસ્થામાં ઉભેલા ગુલાબે ખોંખારી મારી વિજયસિંહને નમન કીધું. મહારાજાએ તેની પીઠ થાબડી અને ગુલાબ ટટાર થયો.

આ વખતે રાત્રીના સાડાદશનો સુમાર હતો અને ગુલાબનો રખેવાળ તબેલામાં નહતો. મહારાજાએ જાતે ગુલાબપર જીન કસ્યું અને સ્વાર થઇ ધારેલા મુકામે જવા ત્યાંથી ઉપડી ગયા.

---

# પ્રકરણ ૩ જું.

## વસંતની શોધ માટે કેશરી.

ધવલગિરિના પહાડી પ્રદેશથી દશ માઇલને અંતરે આવેલા અરણ્યની ગીચ ઝાડીમાં બાર વર્ષની ઉમરનો એક રાજકુમાર બાવળના ઝાડ નીચે નિરાધાર બેભાન અવસ્થામાં પડેલો હતો. તેનાં વસ્ત્ર જીર્ણ થઈ ફાટી ગયાં હતાં. એક વાલ સોનાની કે ચોખાભાર મોતીની જાત તો તેના શરીરપર દેખાતી નહતી. બાવળના કાંટાઓ પુષ્કળ વાગવાથી તેના પગોમાંથી રક્ત નીકળતું હતું. થાક અને ભૂખે તેની સર્વ શક્તિ હીણ થઇ ગઈ હતી. સખ્ત તાપ વેઠી વેઠીને શરીરનો વર્ણ ઘણે ભાગે કાળો પડી ગયો હતો. બેભાન અવસ્થામાં તેનો એક પગ કાપી નાંખેલા બાવળના રહી ગયલા થડપર પડેલો હતો. એક મોટા પથ્થરને પડખે મોં કરીને તે સૂતેલો હતો. બેભાન અવસ્થામાં તે વારંવાર મારી વહાલી બહેન વસંત, હવે હું તને કયાં શોધું ? વસંત મને મૂકી તું કયાં ગઇ ? તારી મમતા મારાથી ભૂલાતી નથી. હવે હું શું કરૂં ? તને હું કયાં શોધું ?અરણ્યમાં એકલો હું શું કરૂં ? તને શોધી શોધી હું થાકયો. હું હવે મરીશ. થાકથી અને ભૂખથી મારા પ્રાણ નીકળી જશે. મીઠી મીઠી વાતો મને કોણ કહેશે ? આપણે સાથે હતાં ત્યારે કેવાં આનંદમાં રહેતાં? વનમાં કેવી ગમતો કરતાં? નવી નવી રમતો કેવી ખુશીથી રમતાં ? વિચિત્ર સુશોભિત વિહગોની પાંખો કેવાં પકડતાં હતાં ? જાતજાતનાં સુગંધી પુષ્પો ઝાડપરથી કેવાં તોડી લેતાં ? પેલું આપણું હરણીયું આપણી સાથે કેવું ગેલ કરતું હતું ? તેને ગળે દરરોજ કેવો રમણીય સુગંધી ફુલોનો હાર તું બાંધતી? મારા હાથમાંથી કેવી ઝડપથી તે ચારો ખાઈ જતું હતું ? અરે ! તે પણ તારા ગયા પછી. કોણ જાણે કયાં નાશી ગયું? તું એ ગઇ અને હરણીયું એ ગયું. હવે એકલો હું શું કરૂં ? બહેન ! ત્યારે શું હું આ ભયાનક વનમાં હવે મરીશ ? હાજતો. મારો હાથ સુંદર અને મધુર ફળવાળા ઝાડો ઉપર પહોંચતો નથી. તું તો મારાથી મોટી હતી તે ગમે તેમ પણ તોડી શકતી અને મને ખાવા આપતી પણ મારાથી તે શી રીતે ? તોડાય અને જ્યારે ન તોડાય ત્યારે તો હું ભૂખથી પીડાઇને મરી જઇશ પથરો ફેંકી ફેંકી હું ફળો પાડું છું, પણ ઘણી મહેનતે બે ત્રણ પડે છે. પણ હવે મારા હાથ કમજોર થઈ પડયા છે, તેથી લાચાર. વસંત ! તું તો

ભાઇને છેતરીને નાશી ગઇ. તારી દયા ખાઇ હું તારે સારૂ પાણી લેવા ગયો " અને તું મને દગો દઇ ચાલી ગઇ. તારા જેવી સદ્‌ગુણી બ્હેનને આવું ન ઘટે. એવી રીતે લવારો કરતો હતો.

જે બાવળની નીચે રાજકુમાર પડેલો હતો તેથી થોડે છેટે એક સ્ત્રી કાંઇ ખોવાયલી વસ્તુ શોધતી હોય તેમ આમતેમ ફરતી હતી. અંધારાને લીધે તે શું શોધતી હતી તે સમજાતું નહોતું. પણ એટલામાં અગ્નિનો એક ભડકો થયો અને તેના મોંપર તેનો, ઉજાશ પડ્યો. તે એક યુવાન સ્ત્રી હતી. સફેદ વસ્ત્ર અને રાતી ચોળી તેણે પહેરેલી હતી. તેના માથામાં કેશ છૂટા હતા. અને હાથમાં હીરાની બંગડી પહેરેલી હતી. એ સિવાય બીજા કશા અલંકારો તેનાં અંગ ઉપર નહતા. તે એક બળતી ચેહ પાસે ઉભી હતી, તેણે તે ચેહને પોતાના હાથેજ બાવળનાંલાકડાં વીણીને સીંચી હતી. તેનું રૂપ અલૌકિક હતું. ભૂમંડળમાં તેની બરોબરી કોઇ કરી શકે નહીં એવી તેની કાન્તિ અપ્સરા ને ભૂલાવે તેવી હતી અને અમરાવતીની સુંદરીને પાણી ભરાવે એવું એનું સૌંદર્ય હતું. ખરેખર, તે એક મોહનીજ હતી. મધ્યરાત્રીએ અરણ્યનો દેખાવ અને મધ્યે બળતી ચેહ પાસે ઉભેલી આ માનિનીનું ચિત્ર એક કાબેલ ચિતારાની પીંછીને ખરેખર લાયકનુંજ હતું. પોતાની પાસે બળતી ચિતા સન્મુખ તે જોઇ રહી હતી. પણ એટલામાં કોઇનો દુઃખદ સાદ તેના કાને સાંભળવાથી, તે ચોંકી ઉઠી, આમ તેમ તપાસવા લાગી તપાસતાં તપાસતાં તે બાવળ આગળ પડેલા રાજકુમાર નજીક આવી.પથ્થરનીઓથે સૂતેલા રાજકુમારને જોઇ તે ચોંકી, તેના મનમાં ધાસ્કો પડ્યો, અને ધ્રૂજતે અવાજે તે બોલી—"આ–તો–કેશરી."

કેશરી નામ કાને પડતાં રાજકુમાર હાલ્યો અને લવારો કરવા લાગ્યો. "વસંત ? વસંત ?? ત્યારે શું તું પાછી આવી"?

તે સ્ત્રીએ તે મોટા પથ્થર જરા દૂર ગબડાવ્યો, અને ધારી ધારીને તે રાજકુમારને જોવા લાગી. તેનું માથું પોતાના ખોળામાં લીધું અને તેને હાથ ફેરવવ લાગી.

વસંત ? ત્યારે તું બોલતી કેમ નથી ? એક વાર મને બોલાવી પાછી નાશી ગઈ કે શું ? પણ હવે હું તને જરાપણ જવા દઇશ નહિ. તું ગમે તેટલી દોડશે પણ આખરે હું તને પકડયા વગર રહીશ નહિ. આ હું આવ્યો એમ કહી તે સ્ત્રીના ખોળામાંથી માથું ઉચકી ઉઠવાનો પ્રયત્ન ક-

રવા લાગ્યો, પણ સ્ત્રીએ તેને પાછો સુવાડીને શરીરે હાથ ફેરવવા માંડયો.

ના, મારી પ્યારી બેન, મારી પાસેજ છે. વસંત, મારે માથે હાથ ફેરવે છે, પણ ત્યારે તું બોલતી કેમ નથી ? તારૂં હરણીયું મેં ખોયું નથી. તે તો તું સાથે લઇ ગઇ હતી. તેને માટે હું જોખમદાર નથી.

આહા પ્રભુ ! શી તારી કૃતિ! માણસ ધારે છે કાંઈ અને તું કરે છે કાંઇ ! આ રાજકુમાર કોણ ? કેશરી તો એ નહિજ ? એની મુખાકૃતિ; કેશરીને મલતી આવે છે, પણ તે એ નહિ. તેની હયાતી આજ ક્યાંથી હોય ? પણ, સબુર વળી એ કાંઇ લવારો કરે છે કે શું ! " વસંત ! ઓ મારી વહાલી બેન, તું મને આઠ દિવસે મળી પણ બોલાવતી કેમ નથી? જે દિવસે આપણે પેલા ખૂનીની તિક્ષ્ણ તલવાર સન્મુખ હતાં તે દિવસના કરતાં આજ તું મને બોલાવતી નથી તેથી મારા મનમાં વધારે દુઃખ થાય છે.—હા, ત્યારે એતો એજ વસંતનો ભાઇ કેશરી પણ હવે એને શુદ્ધિ આવવા લાગીછે. થોડા વખતમાં એ જાગૃત થશે એટલે સઘળો ભેદ ખુલ્લો થશે.

---

## પ્રકરણ ૪ થું.

### તારા રાણીનું ગુમ થવું.

વિજયના કોપને પાત્ર થયેલી તારા બેભાનાવસ્થામાં પોતાના દેહનું ભાન ભૂલી ભૂમિપર પડેલી હતી. તેની દાસી તેની પાસે વીંજણો નાંખતી બેઠેલી હતી. તારાની સ્થિતિ જોઇ તેની આંખમાંથી અશ્રુધારા ચાલતી હતી. તારાને સાવધ કરવાના સઘળા ઉપાયો ગભરાટને લીધે તેને સુજતા નહતા. થોડીવારપર જોયલી વિજયની અગારા મારતી તલવારની બીક તેના અંતઃકરણમાંથી હજુ ગઈ નહોતી. શબવત્ પડેલી તારાને જોઇને તે અમુઝાવા લાગી. વારંવાર તે તેને બોલાવવા પ્રયત્ન કરતી પણ નિરાશ થતી. પણ એટલામાં કાંઇ યાદ આવ્યું હોય તેમ તે બોલી ઉઠી. "હાં, એ ઠીક ! દેવમંદિરમાં પૂજન કરતાં બાકી વધેલું થોડુક ચંદન હશે." એમ કહી તારાને કપાળે શીતળ ચંદનનો લેપ કરવાના ઇરાદે તે લેવા ત્યાંથી ઉઠયા.

એક પલમાં દાસી ચંદનની વાડકી લઇ પાછી આવી, તારાને કપાળે લેપ કીધો. ચંદનની શીતળતાએ અને પવનની લહેરે તારા સાવધ થઇ. સાવધ થતાં તે બોલી. "મને તજીને પ્રાણનાથ કયાં ગયા. અરેરે !

મારા પર આ શો કોપ ? ? દાસી, તેં પ્રાણનાથને જતાં જોયા ? તે કંઈ દિશાએ ગયા ?"

"મહારાણી, જેવાં આપ મહારાજાને વિનવવા તેમની પાછળ બારણા લગી ગયાં કે તેમણે ધક્કો મારી બારણાં વાસી દીધાં. મહારાજના ધક્કાથી ભૂમિપર પડતાં તમને બચાવી લેવા હું રોકાઈ જેથી તે વિષે હું માહિતગાર નથી."

"દાસી, દૈવે મને દુઃખમાં નાંખી. દીપોત્સવના પર્વને માટે કરેલી મારી સર્વ ગોઠવણો ધૂળ મળી ગઇ. રાત્રીએ શય્યાપર જતાં મારા મનમાં કેટલો આનંદ હતો? ચાર કલાક અગાઉ હું કેવી ભાગ્યશાળી હતી ? અફ્સોસ ?? એ સઘળી આશાઓનો આમ અણધાર્યો લોપ થઈ ગયો. દાસી, પતિના કોપનું કારણ શું હશે ? તે હું શી રીતે જાણી શકું ? કોપનું કારણ જ્યાં સૂધી મારા જાણ્યામાં ન આવે ત્યાં સૂધી મારા જીવને કળ પડશે નહિ. દાસી, મારૂં મન હવે અતીશે અમૂઝાય છે. આ દિવાનખાનું મને સ્મશાન સમાન ભાસે છે. હવે હું શું કરૂં ? આમંત્રણ કરેલી સઘળી સખીઓ પ્રભાતમાં દિપોત્સવમાં ભાગ લેવા આવશે. ત્યારે હું શું મુખ બતાવીશ. મને પતિથી અપમાન પામેલી ધારી મારે વિષે તેઓ શું વિચાર બાંધશે. દીવાળીના શુભ પ્રસંગે મારા નામ સાથે હજારો કલંકો લાગશે. મારા શિયલ વિષે તેઓ શું ધારશે ? અરે આવા અપમાનના ભોક્તા થઇ જીવવું તેના કરતાં હજાર દરજ્જે મરવું એ સારૂં. પણ સબૂર? હજુ એક ઉપાય છે. પ્રાણનાથ મહેલમાંજ હશે. હું ત્યાં જઇશ. અશ્રુ ભરી આંખે મારા અપરાધની માફી માગીશ. નેત્રમણિ, મારો દયાયુકત ચિતાર જોઇ માફી આપશેજ. દાસી, ચાલ ત્યારે આપણે મહારાજને શોધીયે."

**તારા** અને **દાસી** દિવાનખાનાનાં બારણાં અડકાવી **વિજયસિંહ**ના ખાનગી દિવાનખાના નજીક આવ્યાં. બારણાં આગળ આવતાં **તારા**ના પગ કંપવા લાગ્યા. ધ્રુજતે હાથે તેણે બારણું ઉઘાડયું પણ અંદર પ્રવેશ કરતાં તેની છાતી ચાલી નહિ. તેના પગ-સ્થંભી ગયા. "પવિત્ર મૂર્તિ તારો કોપ તું શમાવ, મને અંદર પ્રવેશ કરતાં તારો એટલો બધો ત્રાસ લાગે છે કે મારો પગ ઉપડતો નથી. હું તારી ક્ષમાયાચુ છું." એમ દિવાનખાનામાં પ્રવેશ કરતાં સામી ભીતે ટાંકેલા તખ્તામાંની **છબી** જોઈ **તારા** બોલી ઉઠી.

**તારા** અને **દાસી** દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યાં. **વિજયસિંહ**નું મંડીલ ખીંટીપર નહોતું. કસબી બુટ પણ માલમ પડતાં નહોતાં.

બે મિનિટ વિચાર કરતી પલંગપર બેઠી. દાસી ટેબલ આગળ પડેલી ખુરશી આગળ ઉભી. પણ એટલામાં **તારા** એકદમ બોલી ઉઠી " દાસી, ટેબલપર એ શું પડેલું છે? "

" એતો **કાગળ** જેવું લાગે છે. લો હું તમને લાવી આપું. **તારા**એ તે પત્ર લીધો અને ઉકેલ્યો. પત્ર વાંચતાં તેનું હૃદય કંપવા લાગ્યું, તેની આંખમાંથી ચોધાર આંસુઓ પડવા લાગ્યાં, તેનું ચિત્ત ભ્રમિત થયું. હાથમાંનો પત્ર નીચે પડી ગયો અને ભાન ભૂલી પલંગપર ઢળી પડતાં તે બોલી. "**હુસેન? હુસેન**? ? આખરે તેં મને ફસાવી. ઠગારા તારા મોંએ સોના અને રૂપાનો દાટો માર્યો છતાં તે કેમ ખુલ્લું થયું? દગાખોર, આખરે તું નિમકહરામ થયો. મને દુઃખી કરી પોતે પણ થયો. દાસી, મારા નાથના કોપને હું પાત્રજ હતી. ખરેખર, હું તીક્ષ્ણ અસિને લાયકજ હતી. લાંબે વખતે ગુપ્તભેદ શી રીતે ફુટયો? મારાં કરેલાં કૃત્યો શી રીતે અજવાળામાં આવ્યાં. અફસોસ! હવે મારે માટે સુખની એકે બારી ખુલ્લી નથી. એવું એક પણ સ્થાન નથી કે જ્યાં મારૂં મન વિરામ પામે. પ્રભાત થતાં સુધીમાં મારે મહેલ છોડવો જોઇએ. દાસી આવ ત્યારે આપણે એકવાર મળી ને ભેટી લેઇએ, હવે તું આ **તારા**રાણીનું મુખ ફરી જોશે નહિ.

દાસી તેની પડખે બેશી તેના માથે હાથ ફેરવતી હતી. થોડી વારે **તારા**ને બરાબર શુદ્ધિ આવી અને તે સાવધ થઈ પલંગપર બેઠી થઇ. "દાસી, હવે હું **વિજયસિંહ** મહારાજાની ધર્મપત્ની નથી. હવે હું તારી બાઇસાહેબ નથી. આ વિલાસભુવન મહેલની માલીક નથી. મારી દશા હવે તારા કરતાં એ ભૂંડી થઇ. બહોળા ફેલાવા પામેલા આ આપણા નગરમાં મારા જેવું કોઈ કમનશીબ પ્રાણી તને અત્યારે જડશે નહિ. દાસી, મારા કૃત્યના પશ્ચાત્તાપમાં હું મારો પ્રાણ અર્પણ કરૂં તોપણ તેનો બદલો પુરતો થઇ પડે નહિ. ભવિષ્યમાં થઇ ગયેલા તે દુષ્ટ કૃત્યને માટે મારા મનમાં આજ સુધી એટલો પરિતાપ થતો હતો કે જે મારૂં અંતઃકરણ જાણે છે. પ્રિય પતિને તે વિષે માહિતગાર કરવા વારંવાર હું લલચાતી. પણ, મારી હિંમત તે ભેદ ખોલવા ચાલતી નહિ. મારા ઉપર અપાર મમતા રાખતા એવા મારા વહાલા **વિજય**ને મેં દગો દીધો છે. બહેન, તેનું ફળ હવે મને મળ્યું. પતિથી હું વિમુખ થઈ, જન સમૂહમાં કલંકિત થઈ. પતિને દુઃખી કીધા અને હું જાતે પણ થઇ. મારી આસપાસ મોત ભમે છે. દા-

સી, હવે તો એજ નિશ્ચય કે નગર બહાર જઇ પ્રાણની આહુતિ આપવી. મારે માટે મને એક બે કલાકમાં ઘણે દૂર લઈ જાય તેવો એક અશ્વ તૈયાર કર, એટલામાં હું તૈયાર થાઉંછું."

"બાઇ સાહેબ ? આપ આ, શું બકોછો ? તમારા વિના મારા દિવસો કેમ જશે ? **વિજયસિંહ** મહારાજને હું શું જવાબ દઇશ ?"

"મારા પતિને નિવેદન કરજેકે, તમારી ધર્મ પત્નિએ પોતાના દુષ્ટ કૃત્યના પ્રાયશ્ચિતમાં પોતાના પ્રાણની આહુતિ આપી છે"

"અરે ! મારી જીભે એ વાત હું મહારાજાને નિવેદન કરૂં તે કરતાં તો આ જગતની સપાટીપરથી નાબુદ થાઉં તે વધારે સારૂં. બહેન, પ્રભાત થતાં સૂધી ધીરજ ધરી આ ગરીબ દાસીની શીખામણ માની આમ તમારો વિચાર માંડીવાળો તો સારૂં."

"ધીરજ ? અરે, તે હું શી રીતે ધારણ કરૂં. પ્રભાતની વાત તું ના કર, મારે માટે હવે પ્રભાતજ નથી. મારા નસીબમાં માંગલિક એવી કાલની **દિવાળી**નો શુભ દિવસ જોવાને લખ્યું હોત તો આવું થાત નહિ. મારી જીદંગીમાં મેં ઘણી દિવાળીઓ જોઇ છે. તે માટે મારે કાંઈ નવાઇ નથી. બેન, તારી આંખમાંથી અશ્રુના ધારાઓ વહે છે; તે હું જોઉંછું. પણ લાચાર હું મારો વિચાર ફેરવી શકતી નથી. મારાપર જો તારી મમતા હોય, તું જો મને ખરા અંતઃકરણથી ચહાતી હોય; તો પ્રતિઉત્તરમાં એક પણ શબ્દ બોલ્યા સિવાય તું અશ્વશાળામાં જા, અને એક પાણીદાર અશ્વપર જીન નાંખ !"

**તારા**ના હુકમ પ્રમાણે દાસી તે દિવાનખાનું છોડી ગઇ. દાસીના ગયા પછી સૌભાગ્ય સૂચક ચુડીસિવાય ધારણ કરેલા સઘળા અલંકારો ઉતારીને એક દાબડામાં ભર્યા. કસબી વસ્ત્ર કાઢી નાંખી એક સફેદ વસ્ત્ર અને રાતી ચોળી પહેરી તે ટેબલ પાસે પડેલી ખુરશીપર બેઠા. પણ તુરત પાછી ઉઠા. એક કોરો કાગળ શોધી કાઢયો અને પાંચ મિનિટમાં લખીને તૈયાર કીધો.

પાંચ મિનિટમાં અશ્વને તૈયાર કરી દાસી પાછી આવી તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. "દાસી ! શા માટે રૂવે છે ? તારા નિર્વાહ માટે મેં સઘળી ગોઠવણો કીધી છે. લે આ પત્ર એ મારા વહાલા **વિજય**ને આપજે. એમાં તારે વિશે પણ ભલામણ કરી છે. હવે હું જઇશ, આવ, છેલ્લીવારનાં આપણે ભેટીએ."

રૂદન કરતી દાસીને મૂકી **તારા** દિવાનખાનામાંથી બહાર નીકળી, અશ્વશાળામાં જઇ તૈયાર રાખેલા અશ્વઉપર સ્વાર થઇ મહેલ છોડી ચાલી નીકળી. રાત અંધારી હતી અને મધ્યરાત્રીનો સમય હતો. ચોકીવાળાની શરત ચૂકવીને તે નગરના મોટા દરવાજામાંથી પસાર થઇ જોતજોતામાં ઘણે દૂર નીકળી ગઇ.

**તારા**ના ગયા પછી દાસી એકલી પડી. તે બિચારીના હોશકોસ ઉડી ગયા હતા. મહારાજા અત્યારે ક્યાં હશે ? તેઓ આ મહેલમાં હોય તેમ લાગતું નથી, તેઓનો માનીતો **ગુલાબ** પણ અશ્વશાળામાં નહોતો એટલે નક્કી તે તેપર સ્વાર થઇ બહાર ગયા હશે. પ્રભાતમાં હું શું જવાબ દઇશ ? ત્રણ કલાકમાં આ શી બીના બની ગઈ? ત્રણ કલાક અગાઉ બાઇ સાહેબ કેવાં આનંદી હતાં ? પ્રભાતે દીપોત્સવમાં આમંત્રણ કરેલી ઈબીઓને વાસ્તે શી શી ભોજન સામગ્રી કરવી ? તેઓને શી શી ચીજો ઈનામમાં આપવી ? પતિનું પૂજન કરવા માટે અમુક અમુક ચીજો જોઇશે, વીગેરે વાતો કરતાં તેનું મન કેટલું હર્ષ પામતું હતું ? “ દાસી, હજુ પ્રાણનાથ કેમ ના આવ્યા. આજ આટલો બધો વિલંબ કેમ થયો? મારૂં મન તેમને મલવા ઘણું અધીરૂં થયું છે ? કાલના પર્વ માટે કરેલી જોગવાઇ વિષે મારે તેમની સલાહ લેવી છે. નવો શીવડાવેલો કમખો મારે તેમને બતાવવો છે”. વિગેરે વાતો તે કેટલા ઉત્સાહથી કરતી ? અરેરે! પવનના સપાટાથી દિવાનખાનાનું બારણું ઉઘડતું કે પલંગપરથી ઉઠી પોતાના પતિને લેવા કેટલા ઉમંગે તે સામી જતી અને દગાતી ? અરેરે ! તેની અત્યારે આ શી દશા ? જે મહેલ પર તેની સત્તા પૂર જોરમાં ચાલતી, તેને તજી જતાં તેના અંતઃકરણમાં કેટલું, અરે–કેવું દુઃખ થયું હશે ? તેના ગળામાં રમણ કરતી આ મુક્તામાલા, ! સદાનાં વહાલાં આ તેના કાનનાં રત્નજડિત કુંડલો અરેરે ! ! એ બધાને ઉતારી આ દાબડામાં મૂકતાં તેના મનમાં કેટલો પરિતાપ થયો હશે ? આ કસબી ઝીણું વસ્ત્ર કે જેનાં વખાણ કરતાં મહારાજાને મેં ઘણી વાર સાંભળેલા, તેનો અત્યારે અહીં ત્યાગ કરી સફેદ વસ્ત્ર પહેરતાં તેને કેટલો ખેદ થયો હશે ? દૈવ ! ! દૈવ ! ! ! તારી કૃતિનો પાર મનુષ્યપ્રાણી શી રીતે પામી શકે ? એકલી પડેલી દાસીના મનમાં આવા આવા હજારો તુરંગો ઉઠવા લાગ્યા, વિચાર વમળમાં ગોથાં ખાતી દાસીને હવે નિદ્રા આવવા લાગી પણ મહારાજાના પલંગપર સૂવું તેને ઘટિત લાગતું નહતું, તેમ બીજું કાંઇ એવું

સાધન નહતું જે કે તેના ઉપયોગમાં આવે. તેનું બીછાતું તારારાણીના શયન ગૃહના ઝરૂખામાં પડેલું હતું પણ અત્યારે ત્યાં એકલાં જતાં તેને બીક લાગી હતી. તેની સન્મુખ ભયાનક બનાવોથી તેનું ચિંત અત્યારે ભ્રમિત થયું હતું. ઝગારા મારતી **વિજયસિંહ**ની તલવારનો ત્રાસ હજુ તેના મનમાંથી ખસ્યો નહોતો. **વિજયસિંહ**ના ધક્કાથી ભૂમિપર પડતી **તારા**નો દયાયુકત ચિતાર, મહારાજના ખાનગી દિવાનખાનામાં સામી ભીંતે ટાંગેલા તખ્તામાંની **છબી** જોઇ **તારા**નું કાંપવું. **તારા**ના અશ્વ માટેની માગણી, તેણે કરેલી પ્રતિજ્ઞા, મહેલ છોડી જતાં **તારા**એ આપેલો પેલો પત્ર વગેરે બાબતોએ તેનું ભાન ભૂલાવી નાંખ્યું હતું. અને એવી સ્થિતિમાં તે **વિજયસિંહ**ના પલંગ નીચે જરા બેઠી પણ એક પલમાં તે ચમકીને પાછી ઉઠી. "અરે, આજ, મારાં બાપુ સાહેબને કષ્ટ આપનાર પત્ર? હા, એજ, વાંચીને મારાં બાઇ ચિંતાતુર થઇ પલંગપર ઢળી પડયાં હતાં. એજ મારા પવિત્ર બાઇ સાહેબનો જીવલેનાર પત્ર. લાવ એને ત્યારે હું વાંચુ! પણ નહીં. મારાથી એ ન વંચાય? હું નિમકહરામ ઠરૂં. મારો એ ધર્મ નહિ. પ્રભુની હું ગુનેહગાર થાઉં. મારા માલીકના ઠપકાને હું પાત્ર થાઉં. અરે, આ શું? આ પત્રતો બન્ને પાસથી લખેલો છે. એક બાજુના અક્ષર કાળા છે. ત્યારે બીજી પાસેના લાલ હોય એમ લાગે છે. એ ભેદ શો હશે? ગમે તેમ હોય પણ હું એ પત્ર વાંચીશ, પણ એમાંનો એક અક્ષર પણ મારા પ્રાણ જતાં બહાર પાડીશ નહિ. હું વાંચીશ, તાત્પર્ય જાણીશ, અને ભૂલી જઇશ." એમ કહી ટેબલ આગળ જઈ ખુરશીપર બેસી તે પત્ર વાંચવા લાગી.

**પૂજ્ય પિતાજી.**

અમારાપરનો તમારો પ્યાર કયાં ગયો! અમારા રક્તથી તમોને શી રીતે તૃપ્તિ થશે! મૃત્યુ પામેલી અમારી માતાને આપેલાં વચનનું તમો સ્મરણ કરો. પિતાજી અમોને દગો દઇ તમોએ તજી દીધાં, પણ સ્વર્ગમાં બિરાજતી અમારી માતા અમોને છોડી નહિ દે. પિતાજી આ પત્ર હું રક્તથી લખું છું. મારો નાનો ભાઇ **કેશરી** પાસે ઉભેલા ખૂનીની તીક્ષ્ણ તલવાર જોઇ કંપીને રૂદન કરતો મને બાઝી પડે છે. વહાલા પિતાજી, આ પત્ર જ્યારે તમોને મલશે ત્યારે અમે આ જગતની સપાટીપરથી નાબુદ થયાં હઇશું.

લી. પિતાના કોપને પાત્ર થયેલાં,

**વસંત અને કેશરી.**

"**વસંત અને કેશરી**" મારી આંખે હું આ શું વાંચુછું? મારૂં ભાન ઠેકાણે છે કે નાહિ? અરે, હું ગાંડી તો નથી થઇ? હા, લાગે છે તો એમજ. નહિતો આવુ ગાંડુ ઘેલું હું ના વાંચુ. **વસંત અને કેશરી?** અરે તેમની હયાતી આજ ક્યાંથી હોય? નદીમાં ડૂબીને મરણ પામ્યાને તેઓને આજ ત્રણ વર્ષ ઉપર થઇ ગયાં તો પછી તેમના હાથથી આવો પત્ર શી રીતે લખાય? આ પત્રજ કંઇ બનાવટી છે. હા, ખચીત બનાવટી નહિતો બીજું શું? **વિજયસિંહ** મહરાજ તેમને એક પલ પણ વીલાં મૂકતા નહિ, અને તેઓનું પોતેજ ખૂન કરાવે એ વાત સંભવિત હોય? નજ હોય. કાં તો આ પત્ર કોઇ દગાખોરે લખ્યો હોય કે મારૂં મગજ ખશી ગયું હોય. પણ નહિ મારી અક્કલ ઠેકાણે છે. એકવાર ફરી વાંચી જોઉં એટલે મારા મનનો સંદેહ ટળશે. એમ કહી પુનઃપુનઃ તે પત્ર વાંચવા લાગી. હા એમજ **વિજયસિંહ** મહારાજે **વસંત** અને **કેશરીને** મારી નાંખવા દગાથી **મારા** સાથે વનમાં મોકલ્યાં. અને ત્યાંથી તેમણે આ પત્ર લખેલો છે. પણ એ વાત મારા માન્યામાં આવતી નથી. પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તોપણ હું એ વાત માનું નાહિ. પણ સબૂર, બીજી બાજુએ પણ કાંઇ લખેલું છે. આ તો કાળી સાહીથીજ લખેલું છે. અરે! આ ઉપરતો ખુદ દરબારશ્રીની સહી પણ છે? હવે સઘળો ભેદ ખુલશે.—અને હવે દાસી તે પત્રની બીજી પાસે લખેલું વાંચવા લાગી.

હુકમ કરવામાં આવે છે કે, **વસંત** અને **કેશરીને** એકદમ નગરની બહાર ઘણે દૂર લઇ જઇને ઠાર કરવાં. આ હુકમનો પત્ર જેને મળે કે તેણે તુરત હુકમનો અમલ છૂપી રીતે અને ચાલાકીથી કરવો. જે કોઇ એ દુષ્ટોને મારી બક્ષવાની ભલામણ કરવા મારી પાસે આવશે તેને હું મારી સન્મુખ જોતાંજ ઠાર કરીશ. જે કોઇ આ હુકમનો અમલ કરે તેને કરેલી ગોઠવણ પ્રમાણે ઇનામ તરીકે જે રકમ મલે તે લઇ ચોવીશ કલાકમાં શહેર છોડી ચાલ્યાજવું. આ હુકમનો પત્ર જેને મળે, તે જો સદર કામ કરવા આનાકાની કરી વિલંબ લગાડશે તો તે જાનનો જોખમદાર થશે.

**મહારાજ વિજયસિંહ.**

**તા. ક.** જેને હાથે આ હુકમનો પત્ર મળે તેનીજ કનેથી ઇનામની રકમ પણ મલશે.

**મ. વિ.**

" હા, હવે સમજ પડી. વસંત અને કેશરી મરણ પામ્યાં નથી. પણ વિજયસિંહ મહારાજાએ તેઓનું ખૂન કરાવ્યું છે—"

"કોનું કોનું ખૂન કરાવ્યું છે?" દિવાનખાનાની બહારથી કોઇનો અવાજ સંભળાયો. દાસી ધ્રૂજવા લાગી. ગભરાટમાં ટેબલપર પત્ર મુકી દઇ તે ખુરશીપરથી ઉઠી બહાર ચાલી ગઈ, પણ એટલામાં "આવ બેન, આ ખુરશીપર બેસ" એમ કહેતાં એક પુરૂષે દિવાનખાનામાં પ્રવેશ કીધો.

---

## પ્રકરણ ૫ મું.

### ભૂતોના સરદારનું બલિદાન.

" ચાલ મારા હુકમને તાબે થતાં વાર ન લગાડ ? તારે મન આ નવો પ્રસંગ છે પણ જાણ, ઓ સુંદર બાળા ! કે મારે મન એ નવો નથી. મારા ગળા સામું તું જો ? તારા જેવી ઓગણીશ રાજ્યબાળાના માથાની ખોપરીઓ મારી પવિત્ર માળામાં પરોવેલી છે. તારા જેવી ઓગણીશ કુમારિકાનાં રૂદન મેં આ પવિત્ર અગ્નિકુંડ આગળ સાંભળેલાં છે. મારા અંતઃકરણમાં દયાનો એક અંશ માત્ર પણ તું સમજીશ નહિ. તારા છુટકારાની આશા આ મારી પવિત્ર અસિસિવાય બીજા પાસથી તું રાખતી ના. તારો મદદગાર, તારો સ્નેહી, તારો મિત્ર, આ તીક્ષ્ણ તલવાર સિવાય આ પહાડી શિખરપર કોઈ નથી."

કાળીચૌદશની ભયંકર રાત્રીએ ધવલગિરિની ટોચપર આવેલા ખંડેરમાંથી જે વાતચીતનો શોર આપણે આ વાર્તાની શરૂઆતમાં સાંભળ્યો હતો તે પાછો સંભળાવા લાગ્યો. એ શોર શિખરની દક્ષિણ બાજુએથી આવતો હતો. ભૂતોના સરદારનો શોર તો લોકો બરાબર પીછાનતા, પણ તેની સાથે કરૂણામય શોર કોનો સંભળાતો હતો એ અનિશ્ચિત્ત હતું. એ દયાયુકત શોર એક બાળાનો હતો. તે બાપડી આ ભૂતોના સરદારને હાથ ફસી પડી હતી. ચૌદ વર્ષની મુગ્ધા બાળા આ પાપીના પંઝામાં સપડાઇને અત્યારે રૂદન કરતી તમાલના ઝાડ પાસે બેઠી હતી. તેનું ગૌરબદન, સુંદર કાંતિ, નાજુક અવયવો, પહાડની અધિષ્ટાતા દેવીનો ભાસ કરાવતાં હતાં. એક મોટા પથ્થરની સન્મુખ તે વારંવાર દૃષ્ટી નાંખતી હતી. તેની સન્મુખ એક ત્રિકોણાકાર અગ્નિકુંડ હતો, તેમાંથી અગ્નિના ભભુકા નીકળતા હ-

તા. કુંડમાંનો ધુમાડો રૂદન કરતી બાળાની દયા ખાઈ તેને દુઃખમુકત કરાવવા દેવોની સહાયતા લેવા આકાશ ભણી ત્વરાથી ચડી જતો હતો, કુંડની પાસે એક મોટા ચોરસ પથ્થરપર રંગીત ચોખાનું મંડળ પૂરેલું હતું. અરણ્યમાંથી તોડી આણેલાં વિચિત્ર રંગ અને જાત જાતનાં ફુલોનો સમૂહ સમીપમાં પડેલો હતો. કાળા પથ્થરની શિલાપર વાઘચર્મ બિછાવી, તે દુઃખી બાળાને મન અપ્રિય અને પહાડી પ્રદેશમાં જાણીતો થયલો તે ભૂતોનો સરદાર બેઠેલો હતો.

"દયા કરો! ઓ દૈત્યરાજ, દયા કરો!! મારા મદદગાર તમો થાવ! છુટકારાની આશા મારે તમારી પાસેથીજ રાખવી જોઈએ. મારી જીંદગીનો આધાર તમારી દયાપરજ લટકેલો છે." રૂદન કરતી બાળા અશ્રુભરી આંખે ભૂતોના સરદારને વિનંતિ કરવા લાગી.

" નહિ સમજે ? નહિ સમજે ? ? ઓ મૂર્ખ છોકરી, તું નહિ સમજે ? ? ?" એમ કહી ભૂતોના સરદારે આસનપરથી ઉઠી રાજબાળા કને આવી તેનો હાથ પકડીને જે પથ્થરપર તે બેઠી હતી. ત્યાંથી ઉઠાડી, પોતાના આસન પાસે લાવી અગ્નિકુંડ પાસે બેસાડી.

"મારૂં કહ્યું સાંભળ, ઓ સુંદર બાળા! તારી પાસે હું જે કાંઈ કરૂં છું તે તું જો. આ પવિત્ર કુંડમાં તારાં સઘળાં પાપો તું તારી સન્મુખ બળતાં જોશે. આ નાશવંત દુનિયાંમાં તારે ફરી અવતરવું નહિ પડશે. આ દુનિયાં કેવી પ્રપંચી અને સ્વાર્થી છે તેનો અનુભવ તો તને થયો હશે ? તારી મુખમુદ્રાપરથી તું કોઇ રાજકુળનું બીજ હોય એમ લાગે છે. આઠ દિવસની વાતઉપર અરણ્યમાંથી તું મને બેભાન સ્થિતિમાં પડેલી મળી આવી, તો તું તારા મનમાં વિચાર કર કે રાજ્યકુળમાં જન્મ ધરી આટલી મુદતમાં તેં કેટલું સુખ અનુભવ્યું ? હું કહીશ કે લેશમાત્ર નહિ. હજુ તું કુંવારી અવસ્થામાં હોય એમ તારી મુખમુદ્રાપરથી ભાસે છે. પરતંત્રતાની બેડી, હજુ તારા પગોમાં ઠોકાઇ નથી, એટલી તું ભાગ્યશાળી—બોલ ત્યારે ઓ પવિત્ર બાળા, કે તું હજુ કુમારી અવસ્થામાં છે?"

"હા." ગદગદ કંઠે તે બોલી.

"હા"—શબ્દ સાંભળી ભૂતોના સરદારના હૃદયમાં આનંદની એક ઉર્મિએ ઉછાળો માર્યો. જેની લાલાશ તેની મુખમુદ્રાપર પડી—'હા"—શબ્દ શ્રવણ કર્યા પછી પોતાના વિચારમાં તે મગ્ન થયો. કેવી યુક્તિથી અને કપટથી પોતાનું કાર્ય સધાયું, તે જાણી તે પોતાના મનમાં હર્ષ પામવા લાગ્યો.

"કમનશીબ છોકરી! ત્યારે તારા પગોમાં હજુ પરતંત્રતાની સાંકળ પડેલી નથી. હજુ તું સ્વતંત્ર છે. પર્વતની ટોચપર હજુ તું ચઢી નથી. તારા ભાગ્યે હજુ તું એક ટેકરી ઉપરજ છે. તારા પગોમાં હજુ બેડીઓ ઠોકાઇ નથી. તારા હાથ હજુ છૂટા છે. આટલાજ અનુભવથી તું ચેતે તો હજુ મનમાં ધાર્યું કરી શકે. છૂટા રહેલા પગે અને હાથે તું ધાર્યું કામ પાર પાડે એટલી તારી શક્તિ તારી પાસે છે. એટલી શક્તિ જો તું એક પતિની પત્ની હોત, તો આજ હોત નહિ. ઓ ભાગ્યહીન બાળા, કુંવારી અવસ્થામાં તું આટલા દુઃખની ભોક્તા થઇ, તો વિવાહિતા થયા પછી તેe દુઃખની પરિસીમાજ ન રહેત. કોમળ હૃદયની રાજબાળા, પ્રભુનો પાડ માન. આજ હું તને સઘળા દુઃખથી મુક્ત કરી પરમાનંદમાં લીન કરીશ."

"હો! ત્યારે તો મારે આપને પગે પડવું જોઇએ." આંસુ ભરી આંખે તે બાળા નમન કરતી દૈત્યરાજના પગે પડી.

"તારૂં નમન હું સ્વીકારૂંછું, પવિત્ર કુમારિકા, હવે ઉઠો, અને અગ્નિકુંડભણી જુવો. હું તમને અદ્દ્ભૂત ચમત્કાર બતાવું. મારા ગળાના હારમાં જેમના માથાની ખોપરીઓ લટકે છે, તેઓની શી દશા થઇ છે, તે? તેમની સંખ્યા ઓગણીશ છે. જુવો! આજ તે કેવાં સ્વર્ગીય સુખ ભોગવે છે? અરે! આ પેલી તારા કરતાંએ વધુ રૂદન કરનાર "કુમુદ" પોતાના પતિસાથે સુવર્ણના હીંડોળાપર બેસી કેવો વૈભવ ભોગવે છે? હીંડોળાની સાંકળતો જુવો? હીંડોળાપર જડેલી રેશમી ગાદીના કીનારે આવેલી કશબી ઝૂલોમાં ટાંગેલા લીલમનો કેવો બહાર આપે છે? કેવાં મૂલ્યવાન વસ્ત્રો અને આભૂષણો તેઓએ ધારણ કરેલાં છે? જરા મહેલની કારીગરીતો જુવો?"

ઉપલા દેખાવે તે દુઃખી બાળા જરા આનંદ પામી. તેના ગાલપર જરા રતાશ આવી. ત્રાસ પામેલો જીવ જરા શાન્ત થયો. ભૂતોના સરદારના મુખપર જરા ધારીને દૃષ્ટિ નાંખી.

"મારા સામું શું જુઓછો? મારી દયાને પાત્ર થયેલી બાળા! આ પેલા બીજા મહેલ ભણી તો જુઓ? એમાં વળી શી બીના બની રહી છે? કેવા હર્ષથી પતિપ્રિયા પલંગપર વિનોદ કરતાં પડેલાં છે. પતિની ગોદમાં યુવાન બાળા કેવી લપાઇને નિદ્રાવશ પડેલી છે. એનાં હાથનાં કંકણો જુઓ? એનો નાજુક હાથ પતિની છાતીપર કેવો પડ્યો છે?

કાનનાં કુંડલોમાં જડેલા હીરા કેવા ચળકાટ મારી રહ્યા છે? પ્રેમની સાંકળ કેટલી—અરે કેવી મજબુત છે કે પ્રાણ જતાં પણ તૂટી શકે નહિ. વળી, આ આમ જુઓ. ગયે વર્ષેજ મુક્તિ પામેલી પેલી બાળા, રૂપાના નકશીદાર બાજઠપર પતિને બેસાડી કેવા આનંદે ભોજન કરાવે છે. બાજુપર મૂકેલો રસોઇનો થાળ કેવો દીપે છે? પતિને પવન વીંઝતો નાજુક હાથ કેવો નમે છે! જેવી જાણે કેળ? એના પતિની કાન્તિ કેવી રમણીય છે? શરીરનો બાંધો કેવો સુંદર છે? કેવી ચાલાકીથી એ ભોજન કરે છે? ઓ સુંદર બાળા! એ સઘળાં આ મારા પવિત્ર કુંડનાં ફળ છે. જે સ્ત્રીઓને તું તારી સન્મુખ આજ સ્વર્ગીય સુખનો લ્હાવો લેતાં જુએ છે, તેની સ્થિતિ પ્રથમ તારા જેવીજ હતી. અરણ્યમાં, પર્વતોમાં, નદી નાળામાં તેઓ સર્વ એકવાર પડેલી હતી, પણ મારા આ કુંડના પ્રતાપે અને મારી ક્રિયાથી તેઓની આજ આવી રૂડી દશા થઈ છે. તારા મનમાં તું સંદેહ ના ધરીશ. તારી સન્મુખ તેઓ આ મારા પવિત્ર કુંડની ભસ્મ લેવા આવશે અને તું તેઓની ત્યારે ખાતરી કરજે."

ભૂતોના સરદારે ભગવા વસ્ત્રની ઝોળીમાંથી એક નાની ડબી કાઢી અને તેમાંથી કાંઈ ચપટી ભરીને કુંડમાં નાખી, વિક્રાળ આંખો કરી પોતાનાં મનમાં કાંઈ ગણગણવા લાગ્યો, એટલે એક પછી એક એમ ઓગણીસ સૌંદર્યવાન સ્ત્રીઓ ધવલગિરિની ઉપલી ટોચપરથી નીચે ઉતરવા લાગી. નીચે ઉતરી તેઓ કુંડની આસપાસ કુંડાળું વળી તેમાંથી ભસ્મ લઈ કપાળે લગાવી, ભૂતોના સરદારને નમન કરી પાછી ઉપર ચઢી જવા લાગી.

આ સઘળો દેખાવ જોઇ તે દુ:ખી બાળા સરદારને પગે પડી; આશ્ચર્ય પામી બોલી ઉઠી, "ધન્ય છે તમારા પવિત્ર કુંડને અને તમારી કૃતિને. તમો કોઇ દેવના અંશ હો, એમ મને ભાસે છે."

"હા, હવે તું મારો હેતુ બરાબર સમજી. ચાલ ત્યારે હવે મારા હુકમને તાબે થા. પેલા સામેના પથ્થરપર બેસ. મારી ક્રિયાનો હું આરંભ કરૂં. તું તારી રાજી ખુશીથી મને મારા કાર્યમાં તારી સહાયતા આપશે તો તારી મુક્તિ વહેલી થશે. તારે જે વધારે સાવચેત રહેવાનું છે તે એજ માત્ર કે તારી સન્મુખ ગમે તે બનાવ બને પણ તારે આ પથ્થરપરથી ઉઠીને નાસવું નહિ."

"કબુલ છે. પણ ત્યારે મને પ્રથમ જણાવો કે મારી સન્મુખ શું બનાવો બનશે ?"

તારી સન્મુખ ભયાનક બનાવો બનશે.

ત્યારે આ મારૂં વચન. હું તેથી ડરીશ નહિ.

શાબાસ ? શાબાસ ? ?

પણ સબૂર ?

કેમ ?

કલાક આગમચ તમો મારી સન્મુખ તીક્ષ્ણ તલવાર પકડી ખૂન કરતા હતા તે શા માટે ?

તે એટલાજ માટે.

સ્પષ્ટ કહો.

તારી મુક્તિ માટે.

મને આ સંસારમાંથી નાબુદ કરી તમો મારી મુક્તિ કરવાના હો, તો તો હું વિનંતી કરૂં છું કે મારે મુક્તિ મેળવવી નથી. મને છૂટી કરી આ પર્વતથી નીચે ઉતારી અરણ્યમાં એકલી મુકશો તો, હું મારી મુક્તિ થયલી સમજીશ.

ઓ ભોળા મનની કુંવારીકા ! અરણ્યમાં ભૂખથી અને થાકથી પીડાતી હું તને કદાપિ જોઇશ નહિ. મારો ધર્મ હું કદાપિ ચૂકીશ નહિ. તારૂં દુઃખ મનપર લીધા પછી હું તને સુખી કર્યા વગર કદાપિ રહીશ નહિ. ચાલ હવે સાવધ થઇ સઘળા વિચાર તજી પેલા પથ્થર ઉપર બેસી જા. મને વિલંબ થાય છે.

એ પથ્થરપર બેસતાં મારી હિમ્મત ચાલતી નથી. હું તમને કરગરીને કહું છું કે મને જતી કરો,

આ ધવલગિરિની ટોચપર કાળીચૌદશનું ચઢેલું આજ દિન સુધીમાં કોઇ પાછું ઉતર્યું નથી. છૂટવાની આશા તો તું રાખીશ જ માં મને વધુરંજ આપશે તો તું તારો લાભ ખોશે અને કમોતે મરશે. બોલ ? આ હું તને છેલ્લોજ પ્રશ્ન કરૂં છું કે મારા હુકમને તાબે થાય છે કે નહિ હવે હું મારી મ્યાન કરેલી અસિ પાછી ખેંચું છું. બોલ, તું શું જવાબ આપે છે ?

દયા ? દયા ?? બીજું શું. એજ મારી યાચના.

તે તને મળશે નહિ.

હાય અફસોસ ? ? કયાંથી મળે ? જે પિતાપાસેથીજ ના મળી તે અન્યપાસેથી કયાંથી મળે.

મારી અસિ કંપે છે! તેને તરસ લાગી છે. મારો પવિત્ર કુંડ ભૂખથી ઝાંખો પડે છે? તે તારો ભોગ માગે છે???

મા—રો—ભો—ગ—એટલા શબ્દો બોલી તે બાળા મૂર્છા ખાઇ પડી.

હા, તારો ભોગ, એક કલાકમાં તારૂ મસ્તક આ તીક્ષ્ણ તલવારથી છેદાઇ આ પવિત્ર અગ્નિ કુંડમાં પડશે અને—

"અને" શબ્દ પછીના શબ્દો તે ભૂતોના સરદારના મોંમાંજ રહી ગયા અને તે સદાને માટેજ રહી ગયા એક ધડાકાની સાથે સણસણાટ કરતી એક ગોળી તેના કપાળમાં વાગી અને મુડદું થઇને તે, તે અગ્નિ કુંડમાં ઢળી પડયો.

---

## પ્રકરણ ૬ ઠું.

## દીપોત્સવ.

કાળીચૌદશની ભયંકર રાત્રીના ભયંકર બનાવો પ્રભાત થતાં વીતી ગયા. રાજ્યપર ભમતું કાળચક્ર અસત થયું. દીપોત્સવની તૈયારીઓ મહેલમાં થવા લાગી. દાસ દાસીઓ મહેલમાં આનંદથી આમ તેમ ફરતાં હતાં. વિજયસિંહ મહારાજ પ્રસન મુખે પોતાના ખાનગી દિવાનખાનામાં બેઠેલા હતા. વસંત પાસેની ખુરશી ઉપર બેઠેલી હતી.

બેટા યુવરાજ કેશરીસિવાય દીપોત્સવ મને ઝાંખો લાગે છે. વસંત તારૂં મુખપણ કરમાયલું છે.

પિતાજી, ભાઇ વીના મને કળ પડતી નથી. ભાઇથી જુદા થયાને મને આજ નવ દિવસ થયા. મારી દયાખાઈ એ પાણી માટે ગયો અને હું એકલી પડી. એકલી પડતા એક વિકાળ મુખનો મનુષ્ય મને ઉચકી ગયો. આઠ દિવસ હું ધવલગિરિના ખંડેરમાં રહી. પિતાજી મારા છુટકારામાટે મેં તે દૈત્યરાજજેવા મનુષ્યને ઘણી પ્રાર્થના કરી- પણ ફોકટ? તે મારા લોહીનોજ તરસ્યો હતો. મારૂં મસ્તક તે એક અગ્નિકુંડમાં નાંખવા માંગતો હતો, પણ તેની સઘળી આશા ગઇ રાત્રે નાબુદ થઇ. પોતે કરેલાં અને કરવા ધારેલાં પાપી કૃત્યોનું ફળ તેને મળ્યું. સણસણાટ કરતી એક ગોળી તેના કપાળમાં વાગી અને મુડદું થઇ પોતાને હાથેજ કરેલા તે અગ્નિકુંડમાં પડયો.

બેટા, તે દુષ્ટનો ભોગ લેનાર, તે આ તારી અને યુવરાજની શોધ માટે નીકળેલો તમારો પિતાજ હતો. બહેન! કાળીચૌદશની ભયંકરરાત્રીના ભ-

નાવો કાંઇ અવનવીનજ હતા. આ **શાંતિવિલાસ** મહેલ ચિંતાવિલાસ બન્યો હતો. તારી સન્મુખ બેઠેલો આ તારો પિતા આજ હતો તે નહતો થાત. તે પુત્ર અને પુત્રીની શોધ માટે સ્વર્ગસુધી જાત. તમારી માતુશ્રી **તારા**–

સબુર કરો? **તારા**દેવીને મારે નમન કરવું છે. મારાપર અપાર મમતા રાખતાં માતુશ્રીને મારે પ્રણામ કરવા જોઇયે. નહિતો દેવીના કોપને હું પાત્ર થઇશ—**વસંત** બોલી ઉઠી.

બેટા, હવે એ તમારી માતુશ્રી નથી, તમારા પિતાએ તેનો ત્યાગ કીધો છે. તે એક જાદુગરણ છે.

પિતાજી, મને કાંઇ સમજ પડતી નથી. દેવીને માથે આ કેવો આરોપ?

**વસંત** તું બીનવાકેફ છે. તમારૂં ખુન કરાવનાર એ દુષ્ટાજ હતી. આ રહ્યો તેનો પુરાવો?

પિતાએ પુરાવામાં એક પત્ર પુત્રીને આપ્યો જે ઉકેલી તેણે વાંચવા માંડયો.

**મહારા વહાલા મિત્ર વિજય!**

રાજ્યમહેલની ચોરીનો પત્તો મળ્યો છે. ગુમ થયલો ચંદનહાર પકડાયો છે. તમારી લશ્કરી ટુકડીનો એક સિપાઈ તે માટે તકસીરવાર ઠરી ચુકયો છે. મારા દરબારમાં તેણે કરાર કીધો છે. તેની પાસે **વસંત** અને **કેસરી**ના હાથે લખાયલો એક ભેદ ભરેલો પત્ર છે, અને તે પત્ર કરતાં વિશેષ હકીકત તે પોતે જાણે છે, પણ તે સઘળી બીના તે પ્રાણ જતાં પણ નિવેદન કરવા ચહાતો નથી, એનું નામ હુસેન છે, જેને મેં મારા વિશ્વાસુ **હીમ** જોડે તમારી તરફ મોકલ્યો છે.

**તમારો સાચો મિત્ર,**

**રામપાલ**

પિતાજી કયો પેલો મારા ગળાનો ચંદનહાર ખોવાયો હતો તે? પત્ર વાંચી ટેબલપર મુકતાં **વસંત** બોલી.

હા,

ચાલો ત્યારે, મારા ગયા પછી તે બીચારો પણ જરા બહાર જઇ હવાખાઇ આવ્યો. હવે તે કયાં જવાનો છે? પણ પિતાજી તેમાં દેવીને શું? શું? એ ચંદનહાર દેવીને ધારણ કરવો હતો? જો તેમ હોત, તો હું ક-

દીનાન કહેત. પણ એટલામાટે દેવીપર અમારા ખૂનનો આરોપ તમો કેવી રીતે મૂકી શકો છો? દેવી? દેવી?? પિતાજી તે પવિત્ર છે. તેમના ઉપર આવો આરોપ ના મુકો? મને જવાદો?? હું તેમને શાન્તિ આપીશ. આ માંગલિક અવસરે તેમનું મન ના દુઃખવો. ચાલો ત્યારે હવે મારી માતુશ્રીને મળી તેમનું દુઃખ—

વાક્ય પુરૂ ન થયું અને તારાની દાસી દિવાનખાનામાં આવી. મહારાજાને નમન કરી એક પત્ર તેમના હાથમાં મૂકયો.

દાસી, એ પત્ર કોનો છે?

દેવીનો.

અરે? ત્યારે તો એ અપવિત્ર છે, શા સારૂ મારે એ વાંચવો જોઇએ કપટીના હાથે લખાયલો પત્ર પણ કપટીજ હોવો જોઇએ- અરે, તેમાંનાં વાક્ય તો શું પણ શબ્દો અને અક્ષરો પણ કપટના ભરેલાજ હોવા જોઇએ?? હું એ વાંચીશ નહિ-

મહારાજાએ પત્ર ફેંકી દીધો જે વસંતે લઇ લીધો. પિતાજી! દેવીપર આ કેવો આરોપ? તેમના પત્રનો પણ આપ તિરસ્કાર કરો છો.

તિરસ્કારને એ પાત્રજ છે. તિરસ્કાર તો શું પણ આ મારી તીક્ષ્ણ અસિને પણ પાત્ર હતી પણ તે બચી ગઈ છે.

અમારી માતાની આ કેવી દુર્દશા.

તમારી માતા નહિ. વસંત તમારી એ અપરમાતા? તમારી માતાતો જુઓ યુવરાજને માટે રૂદન કરતી આ સામે બેઠેલી છે.

વસંતે સામી ભીંતે ટાંગેલા તખ્તા સામું જોયું અને તેની ચક્ષુમાંથી અશ્રુનાં બિંદુઓ પડવા લાગ્યાં. મર્ણ પામેલી માતાનો સ્નેહ તેને સાંભરી આવ્યો. પિતાજી હેતાળ માતાને જોઇ મને મારો કેશરી સાંભરે છે. જગતમાં પિતા કરતાં માતા અને બધુનો સ્નેહ એક ભગિનીને વધારે. મારા—પર—કેશરીની—મમતા.

બેટા તારૂં વચન સત્ય છે. જગતને મેં દાખલો આપ્યો છે. મારાપર તમારા ખૂનનો આરોપ ચઢયો. પરંતુ હું પવિત્ર છું. હું અપવિત્ર મનાયો તે તમારી અપરમાતાને લીધે. તમારી પવિત્ર માતા પાસે કરેલી પ્રતિજ્ઞાનો મેં ભંગ કીધો અને તે વચનભંગનાં ફળો મને મળ્યાં, આગલી સ્રીનાં સંતાન કઇ અપરમાતાથી નિર્ભય રહ્યાં? કોઇજ નહીં. જ્યારથી

ઓને અપરમાતા થઈ ત્યારથીજ તેઓને માથે કાળચક્ર ભમતું થયું. તેઓના મનમાં, તનમાં, ચિત્તમાં, દિવસે, રાત્રીએ, કલાકે, મિનિટે, ભય અને ભયજ. ભયનાજ રાજ્યમાં તે બિચારાઓને વસવાનું, ભયમાંજ ખાવાનું ભયમાંજ સૂવાનુ, ભયમાંજ હરવા અને ફરવાનું.

પિતાજી, અમો તો અપરમાતાથી સુખી હતાં. અમારી માતાનો વિયોગ એમને જોઇ અમો ભૂલી ગયાં હતાં. પિતાજી શાન્ત થાવ, અને દાસીને દેવીની ખબર પૂછો.

વસંત, તે હું પૂછીશ નહિ. તારે પૂછવું હોયતો પૂછ. મારી આજ્ઞા છે.

બોલ ત્યારે દાસી ? મારા આવાગમનની ખબર માતુશ્રીને થઇ કે નહિ ? અત્યારે તેઓ કયાં બેઠાં છે ?

દાસીની આંખમાંથી અશ્રુની ધાર વહેવા લાગી, અને તે ચુપ થઇ ને ઊભી.

વસંત—દાસી બોલતી કેમ નથી ?

દાસી—મારી જીભ ઉપડતી નથી.

વસંત—શા વાસ્તે ? મહારાજના કોપને પાત્ર અમારાં માતુશ્રી થયાં છે તેમાં ?

હજુ પણ દાસી ચુપ રહી. તેના મનમાં ગભરાટ થવા લાગ્યો. કયા શબ્દોમાં પોતાની વાત અત્યારે નિવેદન કરવી તે તેને સાંભરતા નહતા. તે અમૂઝાવા લાગી. મહેલ છોડતાં તારારાણીએ જે વાકય કહેલું તે તે ભૂલી ગઇ હતી. તેના બોલેલા શબ્દો અને અક્ષરો તે યાદ કરવા લાગી પણ તે, તેની યાદદાસ્તશક્તિમાંથી ગુમ થયા હતા.

વસંત—પિતાજી, તમારા પૂછયા સિવાય એ દાસી બોલશે નહિ, મારાપર દયાખાઈ, તમો મારી માતુશ્રીની ખબર પૂછો. મારૂં મન તેમને મળવા અધીરૂં થયું છે.

વિજય—દાસી, શા વાસ્તે બહેનના સવાલનો જવાબ આપતી નથી ?

વસંત—દાસી, હવે બોલ પિતાજીની આજ્ઞા થઇ, તું આ પત્ર કયાંથી લાવી છે ? દેવી અત્યારે કયાં છે ?

દાસી-અફશોશ ? વસંત બહેન અત્યારે મારી બાઈ સાહેબ, આ ફાની દુનિયાંનો ત્યાગ કરી ગયાં હશે ?

"શું" મહારાજા ચમકીને બોલી ઊઠયા.

તેઓ મને આ પત્ર આપી પોતાના પ્રાણુની યાહુતી આપવા અરણ્ય-માં ગયાં છે.

શા શારૂ ? **વસંત** વચ્ચે બોલી ઉઠી.

**દાસી**—તે સંબંધી બીના એમના પત્ર ઉપરથી માલમ પડશે.

**વસંત**—પિતાજી, ત્યારે તો એ પત્ર તમો વાંચો.

**વિજય**—હું એ વાંચીશ નહિ. **વસંત**, તારી ઇચ્છા હોય તો તું વાંચ.

**વસંતે** પત્ર ઉકેલ્યો અને મથાળું વાંચી બોલી ઉઠી, પિતાજી ! મારા થી એ ન વંચાય ? એ તમારા ઉપર લખેલો છે.

અશ્રુભરી આંખે એ પત્ર આપતાં "મારી બાઇએ જે શબ્દો કહ્યા હ-તા તે મને સાંભર્યા. તે હું નિવેદન કરૂંછું, આશા છે કે મહારાજા તે સાં ભળી એ પત્ર જરૂર સ્વીકારશે".

**વસંત**—બોલ ત્યારે દાસી.

**દાસી**—"દાસી ? મારા પતીને નિવેદન કરજે કે તમારી ધર્મપત્નીએ પોતાના દુષ્ટ કૃત્યના પ્રાયશ્ચીતમાં પોતાના પ્રાણુની યાહુતી આપી છે.

**વસંત**-પિતાજી, તમોને તમારી વહાલી **વસંત**ના સપથ છે જો એ પત્ર તમો ના વાંચો તો એ પત્ર લખતી વખતે તેમનું હૃદય પવિત્રજ હતું, અને તેની સાબીતીમાં દાસીએ કહેલું ઉપલું વાકય છે.

**વસંત**ના હાથમાંથી મહારાજાએ પત્ર લીધો અને વાંચવા માંડયો.

**મારા નેત્રમણી,**

તમારા કોપને હું પાત્રજ હતી, ત્રણ વર્ષની વાતપર હું સગર્ભા હતી. ઇશ્વરે મને ત્યાર પછી પુત્રવંતી કરી. પુત્રને જોઇ હું લોભાઈ. કેશરી છતાં યુવરાજપદ મારા પુત્રને મળશે નહિ, એવા ભૂલ ભરેલા વિચારે હું કેશરી ના વધની લાલચુ થઇ બાજી હાથ આવે કે કેશરીનું અને સાથે **વસંત**-નું પણુ ખૂન કરાવી મારા પુત્રને સદાને માટે ભયમુક્ત કરવા હું લાગ શોધવા લાગી. ઘણા વખતે એ લાભ મને મળ્યો. મારાપર વહેમ ના આવે તેટલા માટે એક દિવસે તમોને આનંદમાં જોઈ મારે મુક્તામાળા ખરી-દવી છે. અને તે માટે ખજાનચી પાસેથી રૂપિયા ઉપાડવા છે, તે તમારી સહી વગર ઉપાડાશે નહિ માટે આ કાગળ ઉપર સહી કરી આપો, પછી સવારે જેટલી રકમ મારે ઉપાડવી હશે તેટલીનો આંકડો લખી હું દાસી મારફતે તે મંગાવી લઇશ એમ કહ્યું. પ્રાણનાથ, મારી કપટજાળમાં તમે સપડાયા.

તમે તે પર સહી કરી. તમારી સહી જોઇ હર્ષ પામી તે પર મે કેશરી અને વસંતના વધનો હુકમ લખી હુસેન નામના સિપાઇને તે આપ્યો. રાજ્યબાગમાંથી ફોસલાવી હુસેન તેમને અરણ્યમાં લઇ ગયો. સંકેત પ્રમાણે હુસેને કેશરીનાં વસ્ત્ર નદીમાં નાંખ્યાં અને રૂપાના હાથાની તેની કટાર નદીના ઓવારાપર મૂકી. વસતનાં ઝાંઝર પણ એ કટાર પાસે મૂકયાં અને હુસેન મારી કને આવ્યો. મેં તેને ઇનામમાં થોડા રૂપિયા આપ્યા અને શહેર તજી ચાલ્યા જવા કહ્યું. હુસેને ઉપલું કૃત્ય કરવા આનાકાની ઘણી કરી હતી પણ તમારી સહી જોઇ તે બાપડો ડરી ગયો. હુસેન રાજમાંથી ગયો એટલે હું નિર્ભય થઇ. તમે, તેમની શોધ કરાવી, પણ આખરે કટાર અને ઝાંઝર મળ્યાં, અને નદીમાંથી કેશરીનાં વસ્ત્ર મળ્યાં એટલે સાબીત થયું કે કેશરી અણચિંત્યો નદીમાં ડૂબી ગયો, વસંત તેને પકડવા જતાં તે પણ સાથે ડૂબી. સઘળાનો અભિપ્રાય એક થયો તેમાં મેં એવી શાક્ષી આપી કે એ બન્ને નદી ઉપર પાણી પીવા આવતાં મોરને પકડવાનો સંકેત કરતાં હતાં માટે નિશ્ચે તેઓ નદીના ભોગ થઇ પડયાં હોવાં જોઇએ. આથી આખરે સિદ્ધાંત પાકો થયો કે તેઓ નદીમાં ડૂબીને મર્ણ પાંમ્યાં. તમોએ તેઓની શોધ પછી માંડી વાળી અને હું સદાને માટે નિર્ભય થઇ. પણ, અફશોશ ! મારાં કરેલાં મને નડ્યાં. મારૂં કર્મ ફૂટયું, મારો પુત્ર ઇશ્વિરે છીનવી લીધો. હું વાંઝણી થઇ અને ત્યારે મને મારા કૃત્યનો પશ્ચાતાપ થયો. કેશરી અને વસંત મને સાંભર્યાં. મારા ખોળામાં ગેલ કરી મોટા થયેલા કેશરીની મેં શી દશા કરી, એ વાતે હું મૂન્જવા લાગી, અને તેમાં વળી હુસેન વારંવાર મને સંતાપવા લાગ્યો. ગુહ્યભેદ ફોડી દેવાની બીક બતાવી મારી પાસેથી તે પૈસા કઢાવવા લાગ્યો. ડરનીમારી મારે તેની માગણી સ્વીકારવી પડતી. મારો ચંદનહાર ચોરાયો એવી બૂમ રાજ્ય મહેલમાં પડી, પણ તે મારે હુસેનને આપવાની ફરજ પડી હતી. હુસેનને જો તે હું આપું તો તે પોતાને દેશ અરબસ્તાન ચાલ્યો જાય અને ફરી હિંદુસ્તાનમાં પગ જ ન મૂકે. વારંવારના ભયથી મુક્ત થવા મેં તેને તે આપ્યો હતો. પણ વળી હુસેન વચનભંગ થયો છે. તે અરબસ્તાન ગયો નથી. તે હિંદુસ્તાનના કોઇક ભાગમાં હશે. તેની પાસેથી કેશરી અને વસંતની પૂરેપૂરી હકીકત તમોને મળશે. વારંવાર એ એ પત્ર મને બતાવ્યા કરતો હતો, અને ધમકી આપતો હતો, કે તમોને ફસાવવા મારી પાસે એ એક પાકો પુરાવો

છે. તે પત્ર એ મને આપતો નહોતો. પ્રાણનાથ, તે પત્ર મેં આશ્ચર્ય વચ્ચે આજ તમારી ટેબલપર પડેલો જોયો હતો, મેં તે વાંચ્યો હતો. એ શી રીતે તમોને મળ્યો તેથી હું માહિતગાર નથી અને તે જાણવાનું મારે પ્રયોજનએ નથી. મારાં કૃત્યો ઉઘાડાં થયાં ? મારે માથે કલંકો ચડ્યાં ? પતિથી હું વિમુખ થઇ ? એ સઘળા વિચારે પ્રાણની યાહુતી આપવા હું અરણ્યમાં જાઉં છું. નેત્રમણી, મારી છેલ્લી માગણી એટલીજ છે કે આ પત્ર વાંચી મારામતિનો કોપ સમાવી મારા અપરાધની માફી આપશો, અને મારી ગરીબ દાસીની સંભાળ રાખશો, અને એને તજીદેશો નહિ. એ દાસી વિશ્વાસુ અને ભલી છે.

**હિનભાગ્ય તારા.**

"હિનભાગ્ય નહિ, ભાગ્યશાળી તારા, મારી માતુશ્રીને એ ઉપનામ ન ધરે." ઉપલા શબ્દો બોલતો કેશરી દિવાનખાનામાં દાખલ થયો.

**વસંત**—કોણ ? મારો વહાલો ભાઈ કેશરી ?

કેશરી—હા, મારી ઠગારી બેન **વસંત**,

**વસંત**—ઠગારી શા માટે ?

કેશરી—મને એકલો મૂકી ગઈ માટે.

**વસંત**—લે આવ એ વાત પછી. મને એકવાર ભેટી લેવાદે. પણ, તું આમ અણચિંત્યો શી રીતે આવ્યો ?

કેશરી—મારી માતુશ્રી મને અરણ્યમાંથી બચાવી લાવ્યાં છે. આ ઊભાં. જોતી નથી ? જરા બોલાવતો ખરી. છેક લાજ વગરની શું થાય છે.

**વસંત**—ક્યાં છે ?

કેશરી—આ રહ્યાં. (આશ્ચર્ય પામી) અરે ? બારણા સુધી હતાં ને ક્યાં ગયાં?

કેશરી **તારા**ને ન જોતાં દિવાનખાનાની બહાર ગયો. **તારા** બારણા આગળ નીચું મુખ કરી અશ્રુ પાડતી ઊભી રહી. કેશરીએ તેનો હાથ સાહ્યો અને અંદર આવવા વિનંતિ કરવા લાગ્યો.

**તારા**રાણી—ભાઇ,મારાથી અંદર અવાશે નહિ. તારા પિતાની આજ્ઞા નથી.

કેશરી—શા વાસ્તે નહિ? તમોને આ કેશરીના સપથ છે ન આવો તો, પિતાજી મારીખાતર તમને માફી આપશેજ.

કેશરીને ઉપલા શબ્દો બોલતાં સાંળળી **વસંત** પણ માતુશ્રીને લેવા ઊઠી. એક હાથ કેશરીએ અને બીજો **વસંતે** પકડ્યો

વિજયસિંહ મહારાજનો કોપ ઉપલો દેખાવ જોઈ શાન્ત થયો. પ્રસન્ન મુખે તેઓ બોલ્યા–" દેવી ! પુત્ર અને પુત્રની કૃપાસંપાદન કરી એટલે હવે અમારે વાંધો ન રહ્યો. ખુશીથી પ્રવેશ કરો.

તારારાણી રૂદન કરતી પતિને પગે પડી. વિજયસિંહ મહારાજે તેનો હાથ પકડી ઉઠાડી, અને પોતાની સાથે પલંગ ઉપર બેસાડી. શાન્તિવિલાસ મહેલમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. રાત્રીના બનાવો સઘળા છુપાજ રહ્યા. સૂર્યોદય થતાં વસંત અને કેશરીને જોઇ પ્રજા આશ્ચર્ય પામી. જેને તેઓ ડૂબી ગયેલાં ધારતાં હતાં તેને મહેલમાં ફરતાં જોઇ તેઓ તાજુબ થવા લાગ્યાં. તેઓનો બરાબર ઇતિહાસ કોઇ જાણીશકયાં નહિ. તારારાણીનાં સઘળાં કૃત્યો છુપાંજ રહ્યાં. પુત્ર, પુત્રિ, પતિ અને દાસી શિવાય સઘળાં ભરમમાંજ રહ્યાં, સૂર્યોદય થતાં આમત્રણ કરેલી સઘળી સખિયો તારાના શયનગૃહમાં આવી બેઠી. સરખાવયની સાહેલીઓએ ગરબા ગાયા, અને આખો મહેલ ગજાવી મૂકયો. દરબારમાં વારાંગનાઓએ વિજયસિંહ મહારાજની કીર્તિના રાગડા તાણી દરબારને ખુશ કરી ઇનામો લીધાં. દરબારીઓને સાકર મળી. વસંત અને કેશરીએ પોતપોતાના સાથીઓને મિજબાની આપી ખુશી કીધા અને દિપોત્સવ પૂર્ણ થયો.

* * * *

રામપાલના દરબારમાં હુસેને કેશરી અને વસંતનો સઘળો ભેદ છુપાવ્યો હતો પણ વિજયસિંહ મહારાજે તેને છૂટકાની આશા આપવાથી તારાના સઘળા પ્રપંચો તેણે જાહેરમાં મૂકયા હતા. તારાએ તમારો હુકમપત્ર મને કેવી રીતે આપ્યો હતો, તે લઇ હું વસંત અને કેશરીને કેવી ચાલાકીથી રાજ્યબાગમાંથી ઉપાડી ગયો હતો, કેશરીની દયા ખાઇ અને વસંતે લખેલા પત્રથી વહેમાઇ મેં તેમને અરણ્યમાં કેવી રીતે નસાડી મુકયાં હતાં વિગેરે બાબતો નિવેદન કરી હતી. વસંતનો લખેલો પત્ર પણ મહારાજના હાથમાં મૂકયો હતો અને સઘળો ખુલાસો કીધો હતો. પત્ર વાંચી મહારાજા તારારાણીપર ક્રોધાતુર થયા હતા અને તેનું ખૂન કરવા પણ તત્પર હતા પણ દાસીના વચ્ચે પડવાથી તે તેને જતી મૂકી મહેલ છોડી ચાલ્યા ગયા હતા. તેમના મનમાં વસંત અને કેશરી સાંભરી આવ્યાં હતાં અને હજુ તે હુસેનના કહેવા મુજબ હયાત છે અને તપાસ કરતાં મળશે એવા વિચારે તે ઘોડેસ્વાર થઇ ચાલી નાકળ્યા હતા.

અરણ્યમાં જતાં તેમને ધવલગિરિનો ભેદ સાંભરી આવવાથી તે તે તરફ વિચાર વમળમાં તણાઇને ચાલ્યા ગયા હતા. નજીક જતાં વસંતનો કરૂણામય શોર તેઓને કાને પડતાં તેમ તેની સોધ માટે છેક તે ખંડીએર લગી ગયા અને લાગ જોઇ એક છુપો બહાર કરી વસતને છોડવી લઇ ગયા હતા.

*　　　*　　　*　　　*　　　*

ભૂતોનો સરદાર કોણ હતો ? ધવલગિરિની ટોચપર તે શામાટે રહેતો હતો ? અગ્નિકુંડમાં તે સુંદરબાળાંનો ભોગ શામાટે આપતો હતો એ સઘળી બીનાનો પત્તો મળી શકયો નહિ. તે જો જીવતો હોત તો સઘળો ભેદ કદાચ માલમ પડત.

પાછળથી એ વિષે થોડી ઘણી હકીકત મળી પણ તે નજીવી હતી. લોકો જે હજારો ભૂતની કલ્પના કરતા હતા. તે ગપાટો હતો. એતો તમાલ અને નાળિયેરીના ઝાડોના ઓળા પર્વતોની ટેકરીપર પડતા હતા, જે પવનના સપાટાથી હાલીને ભૂતોના વહેમમાં નાંખતા હતા. લોકો એ ઓળા જોઈ વહેમાતા અને ભયથી વખતે પ્રાણ પણ તજી દેતા.

વિજયસિંહ મહારાજને હાથે હાર થયલા તે ભૂતોના સરદારનો થોડો ઘણો અસબાબ તે ખંડીએર પરથી લાવવામાં આવ્યો હતો, અને, તેમાં પેલીભેદ ભરેલી ડબ્બી પણ હતી, એ ડબ્બીનું બ્યાન વિજયસિંહ મહારાજને વસંતે નિવેદન કર્યું હતું. ધવલગિરિની ટોચપરથી ઉતરી આવતી ઓગણીશ કુંવારિકાઓના દેખાવનું બ્યાન સાંભળી મહારાજા તાજુબ થયા હતા.

ધવલગિરિની ટોચપર ઉપલા બનાવ બન્યા પછી દરબારે પોતાનું એક થાણું ત્યાં રાખ્યું અને પડીભાગેલા દેવીના મંદિરનો જીર્ણોધ્ધાર કરી મૂર્તિની ફરી સ્થાપના કરી. પર્વતપર એક સુંદર મહેલ બંધાવ્યો અને પોતાની વહાલી પુત્રિ વસંતની યાદગારીમાટે તેનું નામ **વસંત મહેલ** રાખ્યું.



# રાજપત્રિકા ઑફીસમાં મળતાં પુસ્તકો.

ખાડિયા—અમદાવાદ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. સતીગૌરવ. | ... | ... | ... | | રૂ. ૦— |
| ૨. કેસરવિજય. | ... | ... | ... | | રૂ. ૦— |
| ૩. ખંભાતનો ખૂની. ... | | ... | ... | | રૂ. ૦— |
| ૪. કાળીચૌદશની ભયંકરરાત્રી | | ... | ... | | રૂ. ૦— |
| ૫. પ્રાચીન સ્ત્રીરત્ન—પદ્મિનિ. | | ... | ... | | રૂ. ૦— |
| ૬. કુહાના કુંભારની વાત. | | ... | ... | | રૂ. ૦— |
| ૭. ચંદ્રાનના | ... | ... | ... | | રૂ. ૦— |
| ૮. પદ્યસંઘ | | ... | ... | | રૂ. ૦—૮ |
| ૯. અપહૃત કુમુદ | | ... | ... | | રૂ. ૧—૦ |
| ૧૦. ટેલેમેકસનાં સાહસિક પરાક્રમો | | | ... | | રૂ. ૫—૦ |
| ૧૧. વિદ્યાગૌરી | | ... | ... | | રૂ. ૦—૧ |
| ૧૨. ચંદેરીનો ઘેરો. | | ... | ... | (છપાય છે) | રૂ. ૧— |
| ૧૩. આધુનિકઆર્યો અને તેમના આચારવિચાર. | | | | (,,) | રૂ. ૦— |

આ ઉપરાંત શ્રેય:સાધક અધિકારી વર્ગદ્વારા પ્રસિદ્ધ થયેલા સ[illegible] [illegible] અત્રે મળશે.

પ્રયોજ